# भक्तिमकरन्दकाव्यम्

शास्त्री दुर्लभजी देवकृष्ण.

इत्यनेन निर्मितम्

कराचीपुष्टिमार्गीयपाठशालाध्यापकेन देवकृष्णात्मज-

दुर्लभशास्त्रिणा निर्मितम्

# ॥ भक्तिमकरन्दकाव्यम् ॥

तच्च

शास्त्री चीमनलाल हरिशङ्कर

'साहित्यभूषण' 'शुद्धाद्वैतरत्न'—बोरसद.

इत्यनेनानूद्य

ग. दामोदरदास वाघजी.

पुरुषोत्तमदास रवजी

एतेषां प्रबन्धेन

प्रकाशितम्

होलोत्सव
सं. १९८०.

रू. ०-६-०

प्रति १०००.

આ ચોપડીનાં પૃષ્ટ ૧ થી ૮૦ સુધી શ્રીસત્યવિજય પ્રિ.ટીંગ પ્રેસમાં
શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું: અને પૃષ્ટ ૮૧ થી ૧૦૩ સુધી
ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે
અનુવાદક તથા પ્રકાશક શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર
આત્મહિતાને માટે છાપ્યું. ઠે. પાંચકુવા—અમદાવાદ.

**श्रीमदाचार्यचरणा विजयन्ते.**

# પ્રેરણા.

---

અયિ ભક્તિમકરંદ લિપ્સુ ભાવુક સજ્જનો !!

આ ભક્તિમકરંદ કાવ્યનો પ્રાકટ્યપ્રકાર આપને નિવેદન કરું છું: હું જ્યારે વિદ્યાર્થીઓને કાવ્યનું અધ્યયન કરાવતો હતો ત્યારે મારા હૃદયમાં કાવ્યસ્ફૂર્તિ થઇ. અને તે "ભક્તિમકરંદ" ના રૂપમાં પરિણત થઇ. આ કાવ્યમાં પ્રસ્થાનચતુષ્ટય તથા સામ્પ્રદાયિક ગ્રન્થોના આશય જ નિબંધના રૂપમાં ગોઠવ્યા છે. જેવી રીતે મહૂમ ગ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે શ્રીવલ્લભ-ચરિત્રમાં વિદ્યાનગરના શાસ્ત્રાર્થ વાદી પ્રતિવાદીના સંવાદરૂપમાં રચેલો છે. તેવી રીતે અહીં પણ શાસ્ત્રીયવચનાનુસારે શ્રી-સ્વામીનીજી તથા શ્રીનિકુંજનાયક તથા સખીવચનોનો ઉપન્યાસ થયેલ છે, આ ગ્રન્થમાં સાધનક્રમથી ભક્તિમાર્ગમાં પ્રવેશ તથા કેવલ પ્રમેયબલથી ભક્તિમાર્ગમાં પ્રવેશ એમ બન્ને દશાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, તથા ભકતોના સાધનદશા તથા સિદ્ધ દશાનું તથા પ્રેમ આસક્તિ અને વ્યસન દશાનું સંક્ષિપ્તમાં વર્ણન કરવામાં આવ્યું છે.

આ કાવ્ય નૂતન હોવાથી પ્રકટ કરવા મેં પ્રથમ ઇચ્છા રાખી ન હતી. પરન્તુ મારા ગુરુવર્ય ગોસ્વામી શ્રીમદ્ અનિરુદ્ધ-લાલજી મહારાજને બતાવતાં આપે પ્રસન્નતા પૂર્વક આજ્ઞા

કરી કે આ તો અવશ્ય છપાવવું જોઇએ. તથા **શ્રીનાથદ્વાર શ્રીગોવર્ધનનાથપાઠશાલાના** મુખ્યાધ્યાપક વે. શા. સં. **શાસ્ત્રી બાલકૃષ્ણને** બતાવતાં તેઓશ્રીએ પણ અતિ સંતોષ પ્રકટ કર્યો. અને પોતાના વિદ્યાર્થીઓને આવી રીતે અભ્યાસ કરવાની આજ્ઞા કરી હતી. તેમજ મારા મિત્ર **રા. દામોદરદાસ વાલજી** તથા **રા. પુરુષોત્તમ રવજીના** પ્રોત્સાહનથી આ કાવ્ય પ્રકટ કરૂં છું. ત્યાર પછી બોરસદ નિવાસી વે. શા. સં. **શાસ્ત્રી ચીમનલાલ** હરિશંકરને આ કાવ્ય બતાવ્યું, ત્યારે તેમણે પ્રસન્નતાથી ગુર્જરભાષાભૂષિત કરવાની ઇચ્છા પ્રકટ કરી, અને ભાષાન્તર સમેત છપાવવું શરૂ કર્યું. પાંચ ફોર્મ છપાયા બાદ પ્રેસ જે ચાલુ હતી તે બંધ પડી, પરિણામે પ્રકટ થતાં વિલંબ થયો.

આ કાવ્ય છપાવવામાં **ચીમનશાસ્ત્રીએ** અમૂલ્ય સહાય આપી છે તે માટે અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

હંસવૃત્તિસમ વૃત્તિવાલા સત્પુરુષો! આ કાવ્યમાં મનુષ્ય સ્વભાવને લીધે જે દોષો રહેલા હોય તો તેનો ત્યાગ કરીને ગુણને ગ્રહણ કરશો એવી મારી નમ્ર અભ્યર્થના છે.

**કરાંચી**
**દોલોત્સવ.**
**સં. ૧૯૮૦.**

ભવદીય
**શાસ્ત્રી દુર્લભજી દેવકૃષ્ણના**
ભગવત્સ્મરણ.



# अर्पणपत्रम्

विश्वं दामोदरस्थं रथचरणमहानाभिनेम्योर्यथाराः
सर्वं तस्मात्तदीयं स्मृतिरिति सततं ब्रह्मसंबंधतत्त्वम् ।
इत्थं निश्चित्य चित्ते निजगुरुकृपया निर्मितं भक्तिकाव्यं
भक्तस्वान्तस्थयोश्चे मुरनरकभिदः पादयोरर्पयामि ॥१॥

રથના પૈડાની નાભિ તથા નેમિમાં જેમ આગઓ જડેલા છે. તેમ આ સમગ્ર વિશ્વ દામોદરમાં રહેલું છે, માટે સર્વ તેનુંજ છે. એવું અખંડ સ્મરણ માટે બ્રહ્મસંબંધના રહસ્યનું શ્રીગુરુચરણ ( શ્રીમદ્ અનિરૂદ્ધલાલજીની કૃપાથી ચિત્તમાં નિશ્ચય કરીને નિર્માણ કરાયેલ ભક્તિમકરંદરૂપ કાવ્યને ભક્તના અન્તઃ-કરણમાં બિરાજતા, મુર તથા નરક અસુરનો નાશ કરનાર શ્રીકૃષ્ણના ચરણકમલમાં અર્પણ કરૂં છું.



# आज्ञापत्रम्

टंकाराग्रामवास्तव्येन श्रीकराचिपुष्टिमार्गीयपाठशालाध्यापकेन देवकृष्णतनुजनुषा शास्त्रिदुर्लभशर्मणा निर्मितं भक्तिमकरन्दाभिधं काव्यं साद्यन्तमवलोकितमस्माभिः। तच्च पुष्टिमार्गीयसिद्धान्तानुकूलं प्रासादिकभाषाभूषितमस्ति इति मन्वते श्रीमदनिरुद्धाचार्याः। तच्च मुद्रापयितुमादिशामो वयम् ॥

श्रीमदनिरुद्धानां हस्ताक्षराणीमानि.

टंकारा ग्रामनिवासी श्रीकराची पुष्टिमार्गीयपाठशालाना अध्यापक शास्त्री दुर्लभजी देवकृष्णे रचेल भक्तिमकरंद नामना काव्यने अमे आदिथी अन्त पर्यन्त जोयुं छे ते पुष्टिमार्गना सिद्धांतने अनुकूल छे, अने प्रासादिक भाषाथी सुशोभित छे एम अनिरुद्धाचार्यजी माने छे. अने तेने छपाववाने अमे आज्ञा आपीये छीए.



# संतोषपत्रम्

विज्ञेन भक्तिरससिंधुनिमग्नशुद्ध-
स्वान्तेन शास्त्रिवरदुर्लभलक्षणेन ।
काव्यं व्यकारि यदु भक्तिमरन्दसंज्ञं
सर्वं व्यलोकयदिदं वटु बालकृष्णः ॥१॥
श्रीमद्गोवर्धनपाठशालाप्रधानाध्यापको
बालकृष्णः श्रीनाथद्वारवास्तव्यः
काव्यमिदं दृष्ट्वाऽत्यर्थमप्रैणीत् ।

**ભાવાર્થ:**—ભક્તિરસ સમુદ્રમાં નિમગ્ન, શુદ્ધ અન્તઃકરણ-વાળા, વિજ્ઞ શાસ્ત્રિવર દુર્લભજીએ જે 'ભક્તિમકરન્દ' નામનું કાવ્ય પ્રકટ કરેલ છે. તે આ આખા કાવ્યને બાલકૃષ્ણ શાસ્ત્રીએ જોયું.

શ્રીમદ્ગોવર્ધનપાઠશાલાના પ્રધાન અધ્યાપક, શ્રીનાથ-દ્વારમાં વસતા, બાલકૃષ્ણ શાસ્ત્રી આ કાવ્યને જોઈ અતિ પ્રસન્ન થયા છે.



**શ્રી ગો. શ્રી ૬ શ્રીરણછોડલાલજી મહારાજની આજ્ઞાથી પ્રકટ કરેલું,**

ગુજરાતી ચોથી ચોપડી જેવી પદ્ધતિથી રચાયેલું, સ્ત્રીઓ અને બાલકોને ઘર બેઠે ધાર્મિક શિક્ષણ આપનારૂં, સાધારણ ગુજરાતી ભણેલ સ્ત્રીઓ અને આબાલ વૃદ્ધ રૂચિથી વાંચી શકે એવું પુષ્ટિમાર્ગના કઠિન સિદ્ધાન્તોને પણ સરલ ગુજરાતી ભાષામાં વાર્તા સાથે ભેળવી ચિત્રો અને ચરિત્રો સાથે સમજાવનારૂં નવું પુસ્તક.

મેં કાઠિયાવાડ, સિંધ, ગુજરાત, દક્ષિણ વિગેરે અનેક સ્થલોમાં ફરીને જોયું કે ધાર્મિક શિક્ષણની જરૂર છે, એમ હરકોઇ પોકારી રહ્યા છે, પરંતુ ધાર્મિક શિક્ષણ માટે બાલકના હાથમાં મુકી શકાય એવું સરળ ગુજરાતી અને રુચિકારક પુસ્તક નહિ હોવાથી વૈષ્ણવો મુઝાય છે. આ મુઝવણ દૂર કરવાને નિશાળમાં ચાલતી ચોપડીઓ જેવી પદ્ધતિથી આ પુસ્તક રચ્યું. તેનાથી સહેલાઈથી સ્વધર્મના સિદ્ધાન્તો સમજાય છે. એમ અનેક વૈષ્ણવોના અભિપ્રાયો ઉપરથી ખાત્રી થઇ છે જેથી બે માસમાંજ બે હજાર પુસ્તકો ઉડી ગયાં.

પ્રથમ તો આ ગ્રન્થથી સમજાશે કે–પુષ્ટિમાર્ગ એટલે શું ? બ્રહ્મસંબંધ એટલે શું ? શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ શું ? સેવા ? ગુરૂનાં લક્ષણ ? જયશ્રી કૃષ્ણનો આશય ? શ્રીકૃષ્ણ ? અસમર્પિતનો વિચાર, શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યનું કારણ ? મૂર્તિ અથવા સ્વરૂપ વિચાર, વિશ્વાસ, તિલક તુલસીમાલા, શિક્ષાશ્લોકનો આશય, દૈવીજીવન, ધર્મ અર્થ કામ મોક્ષ પુરુષાર્થ વિચાર, પ્રાતઃસ્મરણ, પુષ્ટિના ચાર ભેદ, આસુરી સૃષ્ટિનું વર્ણન, વૈષ્ણવનો લક્ષણ વૈષ્ણવ ક્યારે થયો ? શ્રીભાગવતનું સ્વરૂપ, વિવેક, ધૈર્ય આશ્રય, પ્રેમ આસક્તિ, વ્યસન સેવાનાં ત્રણફલ, સેવામાં ત્રણ પ્રતિબન્ધ, વિગેરે ઉપરાન્ત શ્રીગુંસાઇજી, શ્રીગોકુલનાથજી, શ્રીહરિરાયજી, શ્રીપુરૂષોત્તમજી વિગેરે આચાર્યચરણોનાં ચરિત્રો પણ છે. મળી કુલ ૪૫ પાઠો છે. **ન્યો. રૂપીઓ એક.**

॥ श्रीकृष्णाय नमः ॥

॥ श्रीगोपीजनवल्लभाय नमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः

# श्रीभक्तिमकरन्दः



नमोस्तु नवनीतभुङ् ? नटवरश्च श्रेष्ठो वरः
अघौघहरणाद्धरिर्हरतु चापदां यत्पदम् ॥
शरण्य इति यद्भवान् शरणमस्तु ते पुष्टिदं
करोतु मनसो गतिं सुगतिदे सुकाव्ये रताम् ॥१॥





શ્રીભક્તિમકરન્દ કાવ્યનો આરમ્ભ કરતાં પહેલા રીત્યાનુસાર ભક્તિમાર્ગના અધિષ્ઠાતા શ્રીરસિકપુરુષોત્તમનું મઙ્ગલાચરણ કરે છે. યદ્યપિ આ સમગ્ર ગ્રન્થ મઙ્ગલ રૂપ જ છે તદપિ મઙ્ગલાચરણની પદ્ધતિ શાસ્ત્રોક્ત અને સર્વથા હિતકર છે. તેમ જ મઙ્ગલાચરણથી સમગ્ર ગ્રન્થનું અર્થસૂચન પણ થાય છે, ઇત્યાદિ સર્વ વિચારી આ પ્રથમ મઙ્ગલથી હેતુત્રય સિદ્ધ કરે છે. (૧) ઇષ્ટસ્મરણ અને તેમાં ગ્રન્થના નાયક રસિક

પુષ્ટપુરુષોત્તમ શ્રીગોપીજનવલ્લભ છે એવું સૂચન થાય છે. (૨) શ્રી-મદાચાર્યચરણકમલે દર્શાવેલા નિર્ગુણ ભક્તિમાર્ગાનુસાર આ ગ્રન્થમાં ભક્તિ વિષય પ્રતિપાદન કરવામા આવ્યો છે. (૩) આ કાવ્યના પઠન પાઠનથી હૃદયાકાશમાં રસિક શ્રીગોપીજનવલ્લભનું પ્રાકટ્ય થાય છે, એ ફલાર્થ સૂચન છે. આ પ્રકારે સમગ્ર ગ્રન્થના સારભૂત મઙ્ગલા-ચરણથી શ્રીકૃષ્ણચન્દ્રને વિજ્ઞપ્તિ કરે છે.

मूलम्—गोपीजनोडुगणसंवृतविग्रहो यः
सद्भक्तिहृत्कुमुदबान्धव आद्यरूपः ॥
अज्ञानसंतमसमत्र हिनस्ति सद्यः
श्रीकृष्णचन्द्र उदिताद् हृदयांम्बरे मे ॥ १ ॥

**ભાવાર્થ**:—નક્ષત્રગણથી વિંટાયેલ, કમલનો મિત્ર ચન્દ્ર, આકાશમાં ઉદય થઇ જેમ અન્ધકારને હણે છે, તેમ ગોપીજન રૂપી નક્ષત્રોથી વીંટાયલા, આદ્યરૂપ, પુષ્ટભક્તના હૃદયકમલના મિત્ર, અજ્ઞાન રૂપી અન્ધકારને દૂર કરનાર શ્રીકૃષ્ણચન્દ્ર મારા હૃદયાકાશમાં પ્રકટ થાઓ.

વિવેચન:—ભગવાન્ ગોપીજનોથી આવૃત્ત છે. " શોક રહિત એ ગોપીજનોથી અચ્યુત ભગવાન્ આવૃત્ત થયા, ત્યારે જેમ શક્તિથી આવૃત્ત થએલ પુરુષ શોભે તેમ શોભવા લાગ્યા " આવું ભાગવત, સ્કંધ-૧૦ ના ફલ પ્રકરણમાં કહ્યું છે. આ શ્લોકની સુબોધિનીજીમાં કહે છે કે-यथायं प्राकृतोऽपि पुरुषः सर्वसामर्थ्येषु लीनेषु लोक-प्रतीत्या न रोचते इव स चेत् क्रियाज्ञानशक्तीराविष्करोति तदाधिको रोचते तथा अयम् अपि भगवान् रोचमानः एव

प्रकटासु गोपिकासु " इत्यादि જેમ પ્રાકૃત પુરુષ સર્વ સામર્થ્યવાન્ હોય તો પણ જો તેનું સર્વ સામર્થ્ય ગુપ્ત હોય તો તે બરોબર શોભતો નથી, પરંતુ જ્યારે તે પોતાની શક્તિ પ્રકટ કરે છે ત્યારે તે શોભે છે, તેમ આ ભગવાન્ જો કે સદા સર્વદા શોભાયુક્ત છે તો પણ પોતાની શક્તિ રૂપ ગોપીજનોથી આવૃત્ત થયા ત્યારે ભક્તોને તો તે શોભા અનહદ લાગી. સૌંદર્યમાં અતિસૌંદર્ય ગોપીજનોથી આવૃત્ત થયા ત્યારે જ થયું. આ ગોપીજનવલ્લભને જ ઉદ્દેશી " एष एव आनन्दयाति " શ્રુતિ કહે છે. આ જ આનન્દ કરે છે. " चकास गोपीपरिषद्गतोऽर्चितः " આ ગોપીની સભામા " परितो गोपिका उपविष्टः " ( શ્રી સુબોધિનીજી ) સભાપતિ ભગવાનની ચારે બાજુ ગોપિજનો વિંટાઇને બેઠાં હતાં. આ ગોપીજનથી આવૃત્ત થએલા ભગવાનને શરણે જવાનું છે એવા આશયથી જ ગદ્ય મંત્રમાં " શ્રીગોપીજનવલ્લભ " પદ મુકવામાં આવ્યું છે. શુદ્ધ પુષ્ટ પુરુષોતમ શ્રીરાસરસિક આનન્દઘન ગોપીનાથને હૃદયમા પ્રકટ કરવા આ શ્લોક મંગલ સ્તવન છે નહિ કે પ્રકટ વ્યૂહસ્થ ભગવાનનું આ મંગલ છે. ૧

मूलम्—भूमौ करालकलिकालकटाक्षपाते—
योगादिसाधनगणः शिथिलोयदाभूत् ॥
यः कृष्णभक्तिसुधयाऽत्र पुपाव दैवान
श्रीवल्लभप्रभुरिमं कृपयेक्षतां सः ॥ २ ॥

**ભાવાર્થ**:—પૃથ્વી ઉપર ભયંકર કલિયુગના કટાક્ષથી યોગજ્ઞાન વિગેરે જે સંસારમાંથી તરવાનાં સાધનો શિથિલ

થઈ ગયાં ત્યારે જે વૈશ્વાનર ભગવન્મુખારવિન્દાવતાર શ્રીવલ્લભપ્રભુએ દૈવીજનોને શ્રીકૃષ્ણભક્તિરૂપી અમૃતનું પાન કરાવ્યું હતું એવા ( નિઃસાધન જનોદ્ધારક પ્રભુ ) કૃપા કરી સેવક ઉપર નિધા દૃષ્ટિ કરો. ॥ ૨ ॥

**વિવેચનઃ**—શ્રીમદ્વલ્લભાચાર્યજીના પ્રાકટ્ય પહેલા શુદ્ધ વૈદિક માર્ગ માયાવાદીઓએ કલુષિત કરી નાખ્યો હતો, બ્રહ્મને અત્યન્ત નિર્ગુણ માની, જગતને મિથ્યામાની ધર્મ અને જ્ઞાન ઉભયને મિથ્યા માનીને, અને પ્રમાણભૂત વેદને પણ મિથ્યામાનીને વેદમાં કહેલાં ઉપસના, સાખ્ય, યોગ, ભક્તિ સર્વ જ મિથ્યામાનીને માયાવાદીઓએ સર્વ વૈદિક માર્ગ નષ્ટપ્રાય કરી નાખ્યો હતો. આ માયાવાદનું નિરાકરણ કરવું; શુદ્ધ વૈદિક માર્ગ પ્રકટ કરવો; એક જ બ્રહ્મ સ્વરૂપથી વિરૂદ્ધધર્માશ્રય છે અને તેથી નિર્ગુણ અને સગુણ પણ છે, તે જ બ્રહ્મથી અનન્ય જીવ તેમનો સેવક છે, અણુ છે, તે જ બ્રહ્મનું આધિભાકિત સ્વરૂપ જગત્ પણ સત્ય છે, તે જ બ્રહ્મની જ્ઞાનક્રિયાશક્તિ સત્ય હોવાથી કર્મ–જ્ઞાન–ભક્તિ પરમાર્થ મિથ્યા નહિ પણ સત્ય જ છે, આમ વૈદિક માર્ગનો પ્રચાર કરવો **એ શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્યમાં એક સાધારણ પ્રયોજન છે.** પ્રવાહ મિશ્રિત પૌષ્ટિક જીવોનું પૃથક્કરણ કરીને સ્વરૂપામૃતનું પાન કરાવવું, એ **મધ્યમ પ્રયોજન છે.** અને મર્યાદા મિશ્રિત પૌષ્ટિક જીવોનું પૃથક્કરણ કરીને **ઉત્તમોત્તમ રસાસ્વાદ** કરાવવો **એ ત્રીજું, ઉત્તમ પ્રયોજન છે.** અને લૌકિક વૈદિક સાધન રહિત પણ દૈવી સૃષ્ટિનો ઉદ્ધાર કરીને રસિક પૂર્ણ પુરુષોત્તમના અધરામૃતનું પાન કરાવવું એ **ઉત્તમોત્તમ પ્રયોજન છે.**

" **आचार्यं मां विजानीयात्** " આ ભાગવતના શ્લોકમાં ભગવાન્ પોતે જ કહે છે કે " આચાર્ય અને હું એક જ છું " " મારાથી જરા પણ ભેદ રહિત એવા આચાર્યશ્રીનું અપમાન ન કરવું " **नावमन्येत कर्हिचित्** " છાંદોગ્યોપનિષદ્‌માં "**आत्मानं वैश्वानरं उपास्ते** " વૈશ્વાનર આત્મા છે, વ્યાપક છે, પુરુષોત્તમ છે, સ્વરૂપજ્ઞાનનિષ્ઠ ભગવદીય તે વૈશ્વાનરની સેવા કરે છે, વેદ પરોક્ષ પ્રિય હોવાથી પરોક્ષ રીતિથી જ **"વૈશ્વાનર"** શબ્દથી શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું પ્રતિપાદન કરે છે, વેદ શાક્ષાત્ પ્રતિપાદન પણ કરે છે " **इन्दिराया नलिनी मन्दिराया वल्लभो वासुदेवः** " ઇત્યાદિ ઉપનિષદ્ વાક્યમાં વાસુદેવ વલ્લભરૂપ પ્રકટ્યા છે, એવું સ્પષ્ટ છે મુખારવિન્દ વડે સિદ્ધાન્તનો ઉપદેશ કરી શબ્દથી જીવોનું પરમ શ્રેય સિદ્ધ કરવાને શ્રીમદાચાર્ય પ્રકટ થયા છે. પોતે પૂર્ણ પુરુષોત્તમ છતાં આ જ કારણથી શ્રીકૃષ્ણના મુખાવતાર કહેવાય છે. અગ્નિ શ્રીકૃષ્ણનું મુખ છે " **मुखादग्निरजायत** " આ શ્રુતિ અગ્નિરૂપ મુખારવિન્દથી પ્રાકટ્ય સૂચવે છે. એ અગ્નિ કૃષ્ણમુખ બ્રાહ્મણરૂપે ભૂતલ ઉપર પ્રકટ થશે એમ પણ શાસ્ત્રપ્રમાણ છે—પૂર્ણ પુરુષોત્તમ શ્રીકૃષ્ણાસ્ય ધર્મગ્લાનિનો નિસ્તાર કરીને સન્માર્ગ સ્થાપન કરવા શ્રીલક્ષ્મણ દીક્ષિતના વંશમાં સંવત્ ૧૫૩૫ ના ચૈત્ર કૃષ્ણ ૧૧ ના દિવસે ભૂતલ ઉપર પ્રકટ્યા. પોતે નિઃસાધનજનોદ્ધાર કરવાને ૮૪ ગ્રન્થ, ૮૪ બેઠક ૮૪ મુખ્ય વૈષ્ણવભક્ત, અને ૮૪ કથા કરી. અગ્નિમાં **अक्** ધાતુ છે, **अक्** ધાતુ ગતિવાચક છે, ભગવત્પ્રાપ્તિ કરાવે તે અગ્નિ, એવો અગ્નિ શબ્દનો અર્થ છે, અર્થાત્ જીવને બ્રહ્મ પર્યન્ત પરમ ફલદશામાં ગતિ કરાવીને ફલ પ્રાપ્તિ કરાવવી એ કાર્ય અગ્નિ વિના ઇતરમાં કોઇ શકે એમ નથી. અગ્નિ વૈશ્વાનર પ્રકટ ન થયા હતતો દૈવી સૃષ્ટિ વ્યર્થ થઇ જાત.

" सृष्टिर्व्यर्था च भूयन्निजफलरहिता देववैश्वानरैषा " શ્રી-ગુસાંઇજી કહે છે, શ્રુતિગણનો ભાવ જાણવાને વાગધીશને પ્રકટ થવાની આવશ્યકતા છે. વાક્રૂપ શ્રુતિ પોતાના અધીશ–પતિને પોતાનો ભાવ દર્શાવે એ સ્વાભાવિક છે. સ્ત્રી પોતાનો ભાવ પોતાના પતિને જ સ્પષ્ટતાથી દર્શાવે છે બીજાને નહિ. એવું આપણે લૌકિકમાં જોઇએ છીએ–અગ્નિની પાસે ઉભા રહેવાથી તાપ પણ લાગે છે, જો શ્રી વલ્લભાગ્નિનું શરણ સ્વીકારાય તો પ્રાણપ્રિય વ્રજસુન્દર શ્રીકૃષ્ણના મુખારવિન્દને જોવાની આર્તિરૂપી તાપ તુરત થાય. અગ્નિ આગળ અન્ધકાર પણ ન રહે. શ્રીવૈશ્વાનર વલ્લભમાં ભક્તના અજ્ઞાનાદિ અંધકારને શાંત કરવાની પટુતા ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે, તેથી જ અગ્નિરૂપ કહેવાય છે. નારદજીએ ભગવાનને પુછ્યું કે–હે ભગવન્ આપે જે સેવા વિધાનપૂર્વક દર્શાવી તેમા કલિયુગના જીવોનો શી રીતે વિશ્વાસ આવે. ત્યારે ભગવાને સેવાનું વર્ણન કર્યા બાદ કહ્યું કે—

सोहं बंधात् परान् सर्वान कलिग्रस्तान जनान् सुत ।
उद्धरिष्यामि अहं सर्वान सेवाङ्गेन च दैविकान् ॥ २५ ॥
सेवार्थै मानसं भावं करोमि बहुरूपधृक् ।
वैष्णवानां च शिक्षार्थं कलौ निस्तारहेतवे ॥ २६ ॥
सेवांगेन च गोपीनां भावेनाखिल गोपीराट् ।
सत्यभावेन मूर्तौ तु चैत्याधारं तु धारयेत् ॥ २७ ॥
वल्लभोनामरूपोहं भविष्यामि कलौ युगे ।
वंशं विस्तारयिष्यामि भक्तानां सुखहेतवे ॥ २८ ॥
स्वयं श्रीराधिकाभावो वल्लभोनाम श्रीवरः ।

भविष्यति द्विजाचारे तैलङ्गे विप्रसद्मनि ॥ ३२ ॥
स्वयं हि गिरिराजस्य धारणं येन वा कृतम् ।
तेनायं विठ्ठलो नाम्ना भविष्यति मदात्मजः ॥ ३३ ॥
लोकोलुप्तविवेकभक्तिमहिमा अज्ञानमार्गे स्थितो
नित्यानित्यविचारभावरहितो विद्यावनं संश्रितः ।
सम्यग्भावनया हरे' प्रविलसद् भावाङ्गसंवर्जित–
स्तत्काले भविता स्वभक्तकरुणः श्रीविठ्ठलेशो भुवि ॥३४॥
भक्तिभावेन मां सर्वे वल्लभस्यात्मजं यदि ।
अर्चिष्यन्ति मनुष्या ये पुष्टिभक्तिस्थितिर्भवेत् ॥ ३६॥
ज्ञानेन च भवेत्साध्या कृष्णभक्तिश्च नारद ।
केवलात्मार्पणं कृष्णे मद्वंशे चापि सिद्धिदम् ॥ ३७ ॥
वर्षोत्सवं जन्मोत्सवं नंदराजगृहस्य च।
वितरिष्यामि लोके वै भक्तार्थाय च नारद ॥ ४३ ॥
सर्वेषां बद्धजीवानां कलिग्रस्तनृणां मुने।
वैष्णवत्वं ददाम्येषां श्रीकृष्णास्य स्वरूपधृक् ॥ ४६ ॥

*" गुणैरन्यः को वा विलसति विना वल्लभवरम् " "स्फु०कृ०प्रं०
સમગ્રગુણ નિધાન તો શ્રીમદ્વલ્લભ૨૨ વિના અન્ય કોઈ છે જ નહિ.
" श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोस्त्यपि" स्फु०कृ०प्रं०
શ્રીમદ્વલ્લભ પ્રભુ સમાન કોઇ થયો નથી અને થવાનો પણ નથી.

श्रीविट्ठलेशमनसामपि भावयोगो
नित्यानुकूलपरमार्त्तिविवृद्धिहेतोः ।
तस्यांघ्रिपद्मनिवसेद्ध्रदिभावयोग्ये
भक्तिर्भवेद् भगवति परमानुरूपा ॥ ४७ ॥

नारदपञ्चरात्रे–वैष्णवतन्त्रे अ. १८४

कलिकालगते ब्रह्मन् सर्वे धर्माः क्षयं गताः ।
श्रीवल्लभश्च तत्सूनुर्नामभ्यां सर्वसिद्धिः ॥ १ ॥
सर्वे जनास्तस्य अनन्य सेवनं कुर्वंति भक्त्या परया समेताः।
भवन्ति वै भागवतार्थवेदिनो मंस्यन्ति मां सर्वफलेप्सवो जनाः॥

नारद उवाच—

भगवन्कस्मिनयुगे तद्वशोत्पत्तिर्भविष्यति ।
कलावंतेऽथवा चादौ मध्ये वाथ वदस्व मे ॥ ३ ॥

श्रीभगवानुवाच—

पुनराचार्यरूपेण भवाम्यानन्दवित्प्रदः । ७ ॥
वैशाखस्यासिते पक्षे एकादश्यां मुनिश्वर ।
चंपकारण्यमध्ये च गुप्तरासस्थलस्थले ॥ ८ ॥
अग्निरूपेण वै ब्रह्मन् भविष्यामि कलौ ततः ।
पुनर्वाराणसीं प्राप्य स्वमार्गेण वै नृणाम् ॥ ९ ॥
पश्यतोंतर्गमिष्यामि स्वदेहेनैव सर्वदा ॥

ना० प० रा०—वै० तं—अ० १८०

ह्यग्निरूपो द्विजाचारो भविष्यति कलौ युगे
वल्लभोह्यग्निरूपः स्याद् विठ्ठलः पुरुषोत्तमः। अग्निपुराणम्

નારદજીને ભગવાન્ કહે છે કે-કલિકાલના દોષોથી દોષિત થએલા દૈવી જીવોનો ઉદ્ધાર કરવા સેવાધર્મનું સંસ્થાપન કરવા, હું શ્રીવલ્લભ નામથી કલિયુગમા પ્રકટ થઇશ. તૈલંગ બ્રાહ્મણને ઘેર કલિયુગમાં સાક્ષાત્ શ્રીગોવર્ધનનાથ સ્વરૂપે શ્રીવિઠ્ઠલનું સવન કરશે તો તેને જરૂર પુષ્ટિભક્તિ સ્થિર થશે. શ્રીકૃષ્ણ જન્મોત્સવાદિનો હું વિસ્તાર કરીશ. કલિયુગના બદ્ધ જીવોને વૈષ્ણવત્વ આપી તારીશ. આ કલિયુગમા શ્રીવલ્લભ અને શ્રીવિઠ્ઠલ ઉભય તારનાર છે. પ્રથમ શ્રીગોવર્ધનનાથજી રૂપે પ્રકટ થઇશ પછી પૂર્ણાનન્દવિગ્રહ શ્રીઆચાર્યરૂપે (વ્રજ) વૈશાખકૃષ્ણ એકાદશીના દિન ચંપકારણ્યમા અગ્નિરૂપે પ્રકટ થઇશ, પછી સર્વ માણસોના દેખતા જ ગંગાજીમાં આ જ દેહે હું સ્વમાર્ગે પાછો આવીશ, અગ્નિપુરાણમા કહે છે કે કલિયુગમા અગ્નિરૂપ દ્વિજાચાર શ્રીમદ્‌વલ્લભ પ્રકટ થશે અને પુરુષોત્તમ શ્રીવિઠ્ઠલરૂપે પ્રકટ થશે.

આ પ્રમાણે કલિકાલના દોષોને દૂર કરીને દૈવી જીવોનો ઉદ્ધાર કરવાને, વ્રજ ગોપીજનોના ભાવવત્ સેવામાર્ગ નિરુપણ કરવાને, અને સ્વેચ્છાથી શ્રીભાગવતગૂઢાર્થ કથારસ નિરૂપણ કરવાને શ્રીમત્ પરબ્રહ્મ મુખારવિન્દ વૈશ્વાનર શ્રીમદ્‌વલ્લભપ્રભુ પ્રકટ થયા છે. માટે સ્તુતિ કરતા કહે છે કે-એ શ્રીમદ્‌વલ્લભપ્રભુ કૃપાથી મારા સન્મુખ જુઓ, અર્થાત્ કૃપાકટાક્ષથી મારા કલિકાલના દોષો દૂર કરી શરણે લઇ આ ગ્રન્થ કરવાની શક્તિ અર્પો."

મહાનુભવી શ્રીગોપાલદાસજી પણ પોતાની વાણીમાં કહે છે કે—

श्रीपुरुषोत्तमे वली विचार्युं हवे प्रकार शो कहीए।
म्हारी सेवा अने कथारस निरूपवा तनु धरीए॥ २२ ॥
भक्त जीवनां भाग्य बिस्तर्यां इच्छा करी हरिसार।
तेणे हेते आपोपें प्रकट्या श्रीवल्लभराज कुमार ॥ २३ ॥
पूरणब्रह्म श्रीलक्ष्मणसुत पुरुषोत्तम श्रीविट्ठलनाथ।
श्रीगोकुलमां प्रकट पधार्या स्वजन कीधा सनाथ ॥ २४ ॥
श्रीलक्ष्मणसुत श्रीवल्लभरायजी स्मरणकरतां दुःख जायजी.

આ મહાનુભવીની વાણીની આજ્ઞાને અનુસરી શ્રીલક્ષ્મણસુત શ્રીવલ્લભપ્રભુનું સ્મરણ કરી દુઃખ નિવારણ કરવું. માટે આ ગ્રન્થના આરંભમાં આપશ્રીનું સ્મરણ કરી આપશ્રીના કૃપા કટાક્ષની ઇચ્છા કવિ કરે છે.

मूलम्—निष्कारणं मयि कृपामृतवर्षको यः
संसारसागरमहोर्मिषु लीयमानम् ॥
श्रीकृष्णभक्तितरणौ दययाऽग्रहीन्मां
तं देशिकं हृदि नमाम्यनिरुद्धलालम् ॥ ३ ॥

**ભાવાર્થ**:—જે કૃપાલુ નિષ્કારણ મારા ઉપર કૃપા રૂપી અમૃતનો વર્ષાદ વરસાવે છે, એટલું જ નહિ પરન્તુ સંસાર સાગરના અધ્યાસાદિ તરઙ્ગમાં ડુબતા એવા મારા ઉપર દયા કરી શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિનાવમાં બેસાડયો, એવા સંસાર સાગરોત્તારક શ્રીમદ્‌ગોસ્વામી શ્રીઅનિરૂદ્ધલાલજીને હૃદયમાં નમન કરૂંછું.

**વિવેચનઃ**—ગયા શ્લોકમાં શ્રીમદ્વલ્લભપ્રભુનું પરબ્રહ્મ સચ્ચિદાનન્દત્વનું વર્ણન કર્યું. હવે આ શ્લોકમાં શ્રીમદ્વલ્લભપ્રભુના વંશજ શ્રીમદ્ગોસ્વામી શ્રીઅનિરૂદ્ધલાલજીને પ્રણામ કરે છે. ગુરુ તે પ્રણામ કર્યા શીવાય ગ્રન્થનો આરંભ કરવો યોગ્ય નથી. તેમ જ નારદપંચરાત્રમા શ્રીમદ્વલ્લભપ્રાદુર્ભાવનું વર્ણન કરતાં જણાવે છે કે–" **मद्वंशेबालकान् ध्यात्वा पुष्टिभक्तिर्भवेद्भुवि । यथौषध्यो हि रोगीणां शान्ति कुर्वन्ति नारद** " મારા (શ્રીમદ્વલ્લભપ્રભુના) વંશના બાલકોનું ધ્યાન કરનારને પુષ્ટિભક્તિ પ્રાપ્ત થાય છે. જેમ ઔષધિ રોગોની શાન્તિ કરે છે તેમ પુષ્ટિભક્તિ સર્વ સંસર્ગજ દોષોને નિવારે છે, તેમ જ શ્રીગુંસાઇજીએ સર્વોત્તમ સ્તોત્રમાં કહ્યું છે કે–" **स्ववंशे स्थापिताशेषमाहात्म्यः** " શ્રીમદ્વલ્લભપ્રભુએ પોતાના વંશમાં પોતાનું સમગ્ર માહાત્મ્ય સ્થાપન કર્યું છે. તેમ જ નારદ પંચરાત્રમા કહે છે કે–**वल्लभोनामरूपोहम् भविष्यामि कलौ युगे वंशं विस्तारयिष्यामि भक्तानां सुखहेतवे** " ભક્તોના સુખને માટે મારા વંશનો વિસ્તાર કરીશ. આ પ્રમાણે શ્રીભગવાને કહ્યું છે શ્રીમદ્વલ્લભપ્રભુએ પોતાનો વંશ દૈવીજનોના ઉદ્ધારાર્થજ પ્રકટ કરેલો છે. તેથી ગુરુને શરણે જઇ પુષ્ટિભક્તિ પ્રાપ્ત કરી આ કલિના દોષોને તરવા, એ દૈવીજનનું લક્ષણ છે. શાસ્ત્ર પણ એ જ આજ્ઞા કરે છે કે–**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः** । જેની દેવમાં પરાભક્તિ છે જેવી દેવમાં છે તેવી જ ગુરુમાં છે તેવા મહાત્માને જ શાસ્ત્રમાં કહેલા અર્થો પ્રકાશે છે. આ પ્રકારે સર્વ સિદ્ધાન્ત ધ્યાનમા લઈ ગુરુ શ્રીમદ્વલ્લભવંશવિભૂષણ શ્રીમદ્ગોસ્વામીશ્રીઅનિરૂદ્ધ લાલજીને પ્રણામ કરીને ગ્રન્થારંભ કરે છે.

આ ચતુર્થ શ્લોકમાં કવિ માતાપિતાને પ્રણામ કરે છે.

मूलम्—सन्मार्गबोधकवचांसि ममोदितानि
याभ्यां निसर्गकरुणावरुणालयाभ्याम् ॥
पित्रोस्तयोश्चरणपद्मरजांसि नत्वा
स्नेहेन भक्तिमकरन्दमहं लिखामि ॥ ४ ॥

**ભાવાર્થ**:—સ્વાભાવિક કરૂણાના સાગર માતાજી અને પિતાજી કે જેમણે શુભ ભક્તિમાર્ગદર્શક વચનો મને કહ્યાં એવા માતપિતાના ચરણકમલની રજને પ્રેમથી પ્રણામ કરી તેઓના સ્નેહથી આકર્ષાઇ આ **ભક્તિમકરન્દ** નામનું કાવ્ય લખું છું.

**વિવેચન**—પુત્ર એનું નામ કહેવાય કે-પુમ્ નામના નરકમાંથી માતાપિતાને તારે તે **પુત્ર.** જેનો પુત્ર ભગવદ્ભક્ત થાય તેના પિતૃઓ શતધા તરે છે એવું શાસ્ત્રમાં કહે છે અને ભક્તિમાર્ગમાં પણ એક એવી રીતિ છે કે "મને સેવામાં સ્મરણ કરી શુદ્ધ કરશો." આની રીતે સ્વકીયને ભલામણ કરવાની પદ્ધતિ છે. તો પુત્રનો ધર્મ છે કે આ ભક્તિરસ પ્રચુર ગ્રન્થથી ભગવન્નામ સેવા કરતાં સ્વમાતાપિતાનું સ્મરણ કરી તેમને સેવામાં શુદ્ધ કરી દે. આ હેતુથી કવિ માતાપિતાના સ્નેહથી આકર્ષાઇ તેમનું સ્મરણ કરી સન્માર્ગ બોધક દયાસાગર માતપિતાને પ્રણામ કરી "ભક્તિમકરન્દ" નામનું કાવ્ય લખવાનો આરમ્ભ કરે છે.

આ પંચમ શ્લોકથી **ભક્તિમકરન્દ** કાવ્યનો આરંભ કરે છે. જેમ શ્રીહાપ્રભુજીકૃત પ્રેમામૃતના આરંભમાં શ્રીસ્વામિનીજીના વિરહની દિશા સૂચવતાં જણાવ્યું છેકે—" એક સમયે શ્રીકૃષ્ણચન્દ્રના વિરહથી

વિકલ થયેલાં શ્રીસ્વામિનીજી પ્રિયસંગમનું ધ્યાન કરતાં મનનો બાષ્પ શાન્ત કરવાને પ્રભુલીલા ગાવા લાગ્યાં" આ પ્રમાણે જ આ કાવ્ય નો આરંભ છે. કાવ્યની અંદર પણ પ્રભુલીલા જ છે. પુષ્ટિમાર્ગીય પરમફલરૂપ, વિપ્રયોગાવસ્થાના સ્વરૂપનું ભાન કરાવનાર શ્રીમત્ સ્વામિનીજીના વિયોગનું વર્ણન કરતાં કહે છે કે—

मूलम्—राधावियोगजनितस्मरबाणबाधाऽ
साधारणेऽपि विभवेऽतिविरक्तचित्ता ॥
दत्तं प्रदोषसमयं प्रतिपालयन्ती
कृष्णाङ्घ्रिचिन्तनपरा दिवसं निनाय ॥ ५ ॥

**ભાવાર્થ**:—શ્રીકૃષ્ણચન્દ્રના વિયોગમાં મદનબાણથી પીડાયલાં શ્રીરાધિકાજી અખુટ વૈભવમાં પણ વિરક્ત ચિત્ત થઇ, પ્રાણનાથનો મેળાપ કરવાને નકી કરેલા સાયંકાલના સમયની રાહ જોતાં, પ્રિય પ્રાણનાથના ચરણકમલનું ચિંત્વન કરીને દિવસ ગાળવા લાગ્યાં.

**વિવેચન**—આ શ્લોકમાં શ્રીમદ્રાધિકાજીના વિરહનું વર્ણન કરવામાં આવ્યું છે, રસિક પ્રાણનાથ શ્રીકૃષ્ણચન્દ્રનો વિરહ કરે છે. શૃંગારરસ બે પ્રકારનો છે. સંયોગાત્મક અને વિપ્રયોગાત્મક. તેમાં સંયોગ કરતાં વિપ્રયોગ રસની અદ્‌ભૂત શકિત છે. પુષ્ટિમાર્ગીય ભકતના ઉત્તમ ફલરૂપ વિપ્રયોગાવસ્થા છે.

**શંકા**—વિપ્રયોગાવસ્થામાં વિરહનું દુઃખ થાય છે, અને સંયોગાવસ્થામાં પ્રભુનું સુખ મળે છે, તો સંયોગાવસ્થા કરતાં વિપ્રયોગાવસ્થાને ઉત્તમ કેમ માનવામાં આવે છે?

આ શંકા બહુ વિચારણીય છે. વિરહાવસ્થામાં દુઃખ પણું નથી. કારણ કે રસરૂપ પરમાત્માનો વિરહ કરવાનો છે. " **रसो वै सः** " રસમાં શ્રૃંગાર રસ સર્વમાં મુખ્ય છે તે ઉપર જણાવ્યા મુજબ બે પ્રકારનો છે. સંયોગ અને વિપ્રયોગ. શત્રુ આપણને મારે, પીડા કરે, કે ક્રોધ કરે તો આપણને દુઃખ થાય છે પરંતુ જો સ્નેહી મારે, પીડે કે ક્રોધ કરે તો બીલકુલ દુઃખ થતું. નથી આ સંયોગ રસનો ભાવ શુદ્ધ છે તેમ જ વિપ્રયોગ–વિરહ રસને પણ પ્રિય રસિકનો સમાગમ મેળવવાને ઘેલાપણું અવસ્થપણું વિગેરે દુઃખની માફક દેખાય છે પરન્તુ રસરૂપ હોવાથી તે દુઃખરૂપ નથી. આનન્દનું હસવું આવતા જેમ આખમાંથી આસુ આવે છે અને દુઃખથી પણ આંસુ આવે છે. તેથી કરી આનન્દના આંસુને દુઃખરૂપ કહેવાય નહિ. તેવી જ રીતે આ વિરહનું દુઃખ છે તે રસ-વત્ આનન્દમય છે.

શ્રીમદ્‌ભાષ્યમાં **अस्यैव चोपपतेरूष्मा** ( ૪–૨–૧૧ ) સૂત્રના ભાષ્યમા કહે છે કે–આ વિરહ ઊષ્મા આનન્દાત્મક રસાત્મક ભગવા-નનો છે તેથી દુઃખાત્મક નથી. કારણ કે–ભગવાનનો વિરહ સર્વમાં સાધારણ છે તથાપિ જેના હૃદયમાં સ્થાયિભાવાત્મક રસરૂપ ભગવાન્ પ્રકટ થાય છે તેને જ ક્ષણભર ન સહન થઈ શકે એવો વિરહ થાય છે કે જે વિરહના પ્રતાપથી સાક્ષાત્ ભગવાનની પ્રાપ્તિ થાય છે. અને જેને વિરહભાવ નથી તેના હૃદયમા ભગવાન્ પ્રકટ થતા નથી. અર્થાત્ ભગવાન્ હૃદયમાં પ્રકટે તો જ વિરહ અને વિરહ હોયતો જ સાક્ષાત્ પ્રાકટ્ય આ પ્રકારે અન્વય—વ્યતિરેક ભાવથી નક્કી થાય છે કે વિરહદશા એ આનન્દાત્મક રસરૂપ હોઇ આનન્દા-ત્મક રસરૂપ ભગવાનની પ્રાપ્તિ કરાવનાર છે.

" न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखम् " આ શ્રુતિમાં ભગવાનનું દર્શન કરનાર ભક્ત દુઃખને દેખતો નથી " આમ જે દુઃખનો નિષેધ કરવામાં આવ્યો છે તે શરીર સંબંધિ લૌકિક કર્મ જન્ય દુઃખનો નિષેધ કરેલો છે ભગવાનના વિરહતાપ ક્લેશનો નિષેધ કરવામા આવ્યો નથી, એવું " प्रतिषेधादिति चेन्न शारीरात् " આ સૂત્ર શાક્ષી પૂરે છે, જ્યારે લૌકિક દુઃખનું ઉત્પત્તિ કારણ કર્મ છે–ત્યારે વિરહ ક્લેશનું ઉત્પત્તિ કારણ આનન્દમય પુરુષોત્તમ છે, જેનું કારણ આનન્દમય હોય તેનું કાર્ય આનન્દમય હોવું જ જોઇએ.

" रसो वै सः रसं ह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति को ह्येवान्यात् को ह्यवाऽन्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् एष ह्येवानन्दयति " ભગવાન રસરૂપ છે આ રસરૂપ ભગવાનને મેળવવાથી આનન્દી થાય છે ( આ રસ બે પ્રકારનો છે સંયોગાત્મક અને વિપ્રયોગાત્મક ) આમા વિરહાત્મકભાવ જીવનને પણ નાશ કરી નાખે એવો છે, આ વિરહભાવમા અતિક્લેશના પરિણામે એમ થાય છે કે આકાશરૂપ નીલામ્બુદ શ્યામ સુંદર હૃદયમાંથી દૂર થાય તો સારૂં. આવી પરાકાષ્ઠાએ રસાત્મક ભગવાન જો હૃદયમા ન હોય તો પૂર્વતાપની નિવૃત્તિપૂર્વક દર્શન સ્પર્શ આશ્લેષ અને સંભાષણથી કોણ જીવાડે ? બ્રહ્માનન્દથી પણ અધિક એવો રસિક પૂર્ણાનન્દ વિરહ રસની મરણાવસ્થાને દૂર કરી આનન્દમય કરવાને રસિક પુરુષોત્તમ શ્રીકૃષ્ણચન્દ્ર શિવાય અન્ય કોઈ સમર્થ નથી. આવો વિરહાવસ્થાનો ભાવ બ્રહ્માદિને પણ દુર્લભ છે એવું શ્રીમદ્ ભાગવતમા કહ્યું છે. (स्मर्यते).ता मन् मनस्का मत्प्राणा मदर्थे त्यक्तदैहिकाः। ये त्यक्तलोक धर्माश्च मदर्थे तान् बिभर्मि अहम्॥ફરી॥ धारयन्त्यथ कृच्छ्रेण प्रायः प्राणान् कथञ्चन. મારામાં જ મન વાળાં મારામાં પ્રાણ

મારે માટે જ દૈહિક કાર્યત્યાગ કરનારાં મારે માટે જ લોક વેદના ધર્મને તજનારા એવાં ગોપીજનોને હું સર્વથા ધારણ કરૂં છું. જે ગોપીજનો મારે અર્થે જ મહા પ્રયત્ને પ્રાણધારણ કરી રહ્યાં છે. તેમ જ શ્રીઉદ્ધવજીએ પણ–"एता परं तनुभृतो" એ શ્લોકમા કહ્યું છેકે આ ગોપીજનો ભગવાનમાં જ પ્રીતિ વાળા છે. જેના ભાવને બ્રહ્માદિ દેવો અને હું ઉદ્ધવજી પણ વંછના કરીએ છીએ.

આ પ્રમાણે ગોપીજનોના વિરહ ભાવની પ્રશંસા કરી રહ્યા છે. એ ભાવ સામાન્ય નથી. પ્રથમ રસાત્મક ભગવાનનું હૃદયમાં અને બહાર પ્રાકટ્ય થાય છે અને દર્શન થતાં જ તેનાથી વિરહભાવ થાય છે તેનાથી તાપક્લેશ થાય છે તાપ ક્લેશથી મરણોપસ્થિતિ થાય છે, આ સમય ભક્તના તાપની પરાકાષ્ટા જોઇ ભગવાન્ પ્રકટ થાય છે કે જેથી પૂર્ણાનન્દ પ્રાપ્ત.થાય છે. આ શ્રુતિનો સાર છે. ૫

દિવસ મહાકષ્ટથી ગાળ્યો હવે પ્રાણનાથને મલવાનો સમય પણ નજીક આવ્યો આવું જાણી બહાર નીકલવાને બહાનું કાઢી પોતે નિકુંજમા પધારે છે.

मूलम्—सङ्केतितश्च निकटस्थमवेत्य कालं
व्याजं विधाय कुसुमाहरणस्य राधा ॥
आपृच्छ्य मातरमियं ससखी जगाम
फुल्लप्रसूननतकान्तलतं निकुञ्जम् ॥ ६ ॥

**ભાવાર્થ**:—રસિક રસિલાએ સૂચવેલો સાય કાલનો સમય પાસે આવેલો જાણી શ્રીસ્વામિનીજીએ પુષ્પ વીણી લાવવાનું બહાનું કાઢી માતાજીની રજા લઈ સખી સાથે ખીલેલા

પુષ્પથી ભરેલા સુંદર લતા વાળા નિકુંજમાં પધાર્યાં.

विवेचन—मुदा वृन्दारण्ये निजसहचरीवृन्दसहिता ।
गता राधा गोपीशतवृतमपश्यद्व्रजपतिम्(शृ.र.म.)

સુખે વૃન્દારણ્યે નિજ સહચરીવૃન્દસહ તે
જતાં જોતાં રાધા યુવતિગણ વીંટેલ હરિને (શાસ્ત્રી ભદ્રશંકર)

ત્વરાથી નિકુંજમાં તો આવ્યાં પરંતુ સ્વામીને નહિ દેખતાં દુઃખનો પાર ન રહ્યો. આમ વિરહની પરાકાષ્ટારૂપ" **विकलत्वं तथा ऽस्वास्थ्यम्** "વિકલત્વ અને અસ્વાસ્થ્યનું વર્ણન કરતા કહે છે કે—

मूलम्—श्रीकृष्णसङ्गममनाः प्रियरिक्तकुञ्जं
दृष्ट्वा वियोगदमिता बहुविह्वलाऽऽसीत् ॥
चित्वा नवाः सुमनसो निजवल्लभार्थं
मालां विचित्ररचनां रचयाञ्चकार ॥ ७ ॥

**ભાવાર્થ**—પ્રાણપતિનો સમાગમ કરવાને ઉત્સુક બનેલાં શ્રીરાધિકાજી નિકુંજમાં શ્રીપ્રાણનાથને નહિ જોવાથી વિયોગની પીડામાં બહુ જ આકલ વિકલ બેભાન થઇ ગયાં ( તોપણ મહા પ્રયત્નથી મનને શાંત કરી ) પોતાના પ્રાણવલ્લભને અર્પવા નવાં પુષ્પો લાવી સુન્દર વિચિત્ર રચનાવાળી એક માલા બનાવી,

વિવેચનઃ—સ્વામિની પ્રાર્થનાષ્ટકમાં—" **विधाय शय्यान्तिकमच्छपुष्पैर्हृदश्रुनेत्रैर्निजनाथमार्गम् । स्थां सर्वभावैरवलोकय-**

न्यसः कदा तवाहं पदपांशुजन्मा ” કોઈ વખત સ્વામિનીજી વિયોગવસ્થામાં લીલા નિકુંજમાં બીરાજી નિર્મલ સુગંધ યુક્ત માધવી, મલ્લિકા, માલતી, બોરસલીના પુષ્પો વડે મૃદુલ શય્યા અને માલા વિગેરે સ્વામીને અર્થે બનાવતાં, જ્યારે બહુ જ વિરહવ્યથા થાય ત્યારે પોતાના પ્રિયતમના અગાધ પ્રેમ સમુદ્રમા ડુબતા વિભાવ અનુભાવ યુક્ત નેત્રમાથી અશ્રુ વહ્યા કરે છે, પ્રાણેશના આવવાના માર્ગો વારંવાર નિહાળ્યા કરે છે. પ્રિયતમા સુરતનાથના માટે વિવિધ પ્રકારની પુષ્પમાલા તૈયાર કરી પોતાના મનોરથોને પોષે છે, વારંવાર ડોક ઉંચી કરી સ્વામીના માર્ગને જોઇ નિઃશ્વાસ નાખે. હા સ્વામિન્? હા નાથ? ઇત્યાદિ વિરહ વિકલોચ્ચાર કરી શ્રીસ્વામીની જુએ છે—

પ્રભુ વિના ક્ષણ પણ ગાળવી અશક્ય છે.

सहन्ते न प्राणाः क्षणमपि विलम्बं परमर्मी

॥ पञ्चम रागेण गीयते ॥

हा हा कथं हरिर्मां कृपयिष्यति

अधरामृतमपि पाययित्वा जीवष्यति ॥ ध्रुवपदम ॥

सङ्गाशयापि साधु न जीवतमिहदूतिका मे वृथा वञ्चनमकृत कंनु व्रजामि शरणं माधवं विना नाथ कृपानिधिरसि दीनायै वदनं दर्शय प्रीतिवृत ॥ १ ॥ श्रीप्रभुचरणाः

આ લીલાવિધિની રમણીયતાનું વર્ણન કરતા શ્રીપ્રભુચરણ કહે છે કે—

શિખરિણી—क्वचित् क्रीडां पुष्पाचयमपि च क्वापि शयनम्

स्रजां निर्माणं क्वाप्यधरमधुपानं क्वचिदपि

क्वचिद्गानं प्रेष्ठांसनिहितभुजः सूर्यतनया–
तटे कुर्वन् कृष्णः स्खलितगतिरेनां सुखयति ॥

આ પ્રાણપ્રેષ્ઠના રમણનું ક્ષણ પણ વિલંબ કેમ સહન થાય ? અહો શું રસિકતા ? આ લીલામાં તામસમાં પણ તામસનો નિરોધ થઈ કેમ ઉદ્ધાર ન થાય ?

શ્રીમદ્રાધિકાજી પૂર્વ શ્લોકમા–વિરહ તાપ કરતા કહે છે કે– " આ પ્રાણો જરા પણ પ્રાણનાથના વિયોગને સહન કરવા સમર્થ નથી " " હા હા નાથ મારા ઉપર ક્યારે કૃપા કરશો ? ક્યારે અધરામૃતને પાન કરાવી જીવાડશો ? સંગમની આશાએ સખી મને થોડું આશ્વાસન આપે છે, હે નાથ ! માધવ વિના હું કોને શરણે જઇશ ? હે પ્રીતિવૃત્ત ! આપ કૃપાનિધિ છો આ દીન દાસીને મુખારવિન્દનું દર્શન આપો !

આવો ઉત્તર દલાત્મક વિરહ તાપ એ ભગવાન્ સહ નીચે દર્શાવેલી લીલાર્થે જ હતો.

" કોઇ વખત પુષ્પ વિણવાની લીલાને કરે તો કોઇ વખત સાથે શયન પણ કરે, કોઇ વખત માલા નિર્માણ કરે તો કોઇ વખત અધર મધુ પાન કરે, કરાવે, કોઇ વખત પ્રાણપતિના ખભા ઉપર હસ્ત મુખી ગાન કરે, આ પ્રમાણે શ્રીયમુનાજીના તટ ઉપર સ્ખલિત ગતિ શ્રી-કૃષ્ણ શ્રીસ્વામિનીજીને લીલા સુખ આપે છે " વધારે શું વર્ણવી શકીએ આ નિરોધલીલા અપાર છે. અનિર્વાચ્ય છે, કૃપા વિના અગમ્ય છે. " **रतिरसितौ तौ किद्दक् सुखमनुभवतस्तदा न तज्जाने** " " રતિરસિત થએલ શ્રીસ્વામિનીજી અને સ્વામીએ કેવા સુખનો અનુભવ કર્યો તે અવેદ્ય છે. "–તોતેનું વર્ણન અપર કોણ કરી શકે ?

પ્રભુના વિરહની પરાકાષ્ટામાં મરણુ પ્રાય થએલાને ગુણુગાન એ જીવવામાં અવલંબનરૂપ છે. એ આશય દર્શાવતાં કહે છે કે—

મૂલમ્-प्राणेश्वरस्य मिलने त्वरमाणचित्ता
न्यूनाश्च दत्तसमये घटिकां विदित्वा ॥
अज्ञेव कौतुकवशेव विनोदकामा
पप्रच्छ सा निजसखीं हृदयेश्वरं तम् ॥ ८ ॥

ભાવાર્થઃ—પ્રાણેશ્વરને મલવાને ત્વરા કરતું ચિત્ત ઉછાલા મારી રહ્યું, સ્વામિનાથે આવવાને કહેલા સમયમાં કંઇક ઘડી બાકી છે, એમ જાણી (વિરહ વેદનામાં) વિનોદ કરવાની ઇચ્છાથી પોતે અજ્ઞાન હોય એમ અને જાણે કૌતુક જોયું હોય એમ પોતાની સખીને પ્રાણનાથ સંબંધિ વૃતાન્ત પુછવા લાગ્યાં.

વિવેચન—विशोका अहनी निन्युर्गायन्त्यः प्रियचेष्टितम् । ભગવાન્ શ્રીગોકુલથી મથુરાજી પધાર્યા ત્યારે ગોપીજનોએ ભગવાનના ચરિત્રના ગુણુગાનથી શોક રહિત થઇ દિવસ તથા રાત્રી ગાળ્યાં. આવું ભાગવતનું વાક્ય છે.

ભગવાનના ગુણો ભગવાનના ધર્મરૂપ છે. જ્યારે ભગવાન્ પ્રત્યક્ષ ના બિરાજે ત્યારે અધિક વિરહ થાય છે આ વિરહના અત્યંત તાપમાં જીવન પણ ન રહે એવી દશા આવે ત્યારે ગુણુગાનથી જીવન ટકી રહે છે. "तव कथामृतं तप्तजीवनम्" તારૂં કથારૂપી અમૃત વિરહીને જીવનરૂપ છે. ભગવાન્ ગુણી છે.અને તેમના ચારિત્ર્યરૂપી

ગુણો એ બન્નેમાં ભેદ નથી, તેથી ભગવાનનું ગુણગાન જીવનને ટકાવી રાખવા સમર્થ થાય છે. પુરુષોત્તમના ગુણ પુરુષોત્તમરૂપ જ છે. સામર્થ્ય પણ સમાન જ છે, ગોપીજનો એ કહ્યું છે કે આપના વિરહમાં અમારૂં જીવન ટકી રહે એમ નથી, પરંતુ આપનું કથામૃત તે પ્રાણ જવામાં પ્રતિબંધ કરે છે, આપ ષડ્ગુણ ઐશ્વર્યાદિ સંપન્ન છો, તેમ આપના ગુણો પણ ષડ્ગુણ સંપન્ન છે. મરણને નિવૃત્ત કરનાર છે. જેમકે.—

૧ ભગવાનનું જ્ઞાન વૈરાગ્ય જેમ તાપની નિવૃત્તિ કરનાર છે છે તેમ ગુણગાન રૂપી અમૃત પણ તાપની નિવૃત્તિ કરનાર છે.

૨ ભગવાનમાં સર્વ પાપ નિવૃત્ત કરવાનું સામર્થ્ય ( વીર્ય ) રહેલું છે તેમ ગુણગાનમાં પણ સર્વ પાપ નિવૃત્ત કરવાનું સામર્થ્ય છે.

૩ ભગવાનનું યશ નામનું ઐશ્વર્ય જેમ સર્વત્ર પ્રસિદ્ધ છે. કર્તું અકર્તું અન્યથા કર્તું પ્રસિદ્ધ છે તેમ કથારૂપી અમૃત " શ્રવણમઙ્ગલમ્ " સાંભળતાં માત્રમાં જ મંગલ કરે છે. જે પાપ ઉપવાસ તથા પ્રાયશ્ચિત વિગેરેથી દૂર નથી થતું તે પાપ કથામૃત સાંભળતાં જ દૂર થાય છે.

૫ શ્રીરૂપી ઐશ્વર્ય જેમ સર્વત્ર શોભા પ્રસરાવી રહ્યું છે તેમ કથારૂપી અમૃતનું તો સાક્ષાત્ લક્ષ્મીજી પણ હંમેશાં પાન કરે છે. એટલે તેનું વર્ણન વધારે કરવાની જરૂર નથી.

૬ ઐશ્વર્ય નામનો ભગવદ્ગુણ જેમ શરણોદ્ધારક છે તેમ કથા રૂપી અમૃતનું શરણ કરનારનો કોઇ દિવસ પાત થતો નથી, આવું શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધમાં [૨૦] કહ્યું છે કે **યદૃચ્છયા મત્કથાદૌ જાતશ્રદ્ધસ્તુ યः પુમાન્, ભક્તિયોગોસ્ય સિદ્ધિદः॥** મારી

કથામા જેને શ્રદ્ધા થઇ છે તેને ભક્તિ યોગ સિદ્ધ જ થાય છે.

આ પ્રમાણે ભગવદ્ધર્મ અને ભગવાન્ બન્નેનું સામર્થ્ય સમાન છે. ભગવદ્રૂપ જ છે. શ્રીમદ્આચાર્યચરણે પણ ભાષ્યમા એમ જ આજ્ઞા કરી છે કે **प्रकाश्रयवद्वा तेजस्त्वात्** ૩–૨–૨૮

ભગવદ્ધર્મ અને ભગવાન્ એક જ રૂપ છે, સૂર્યના પ્રકાશથી જેમ સૂર્ય ભિન્ન નથી તેમ બ્રહ્મના ધર્મો બ્રહ્મથી જુદા નથી તેમ જ સંન્યાસનિર્ણયમાં પણ કહ્યું છે કે–" **गुणास्तु संगराहित्यात् जीवनार्थं भवन्ति हि** " પ્રભુની વિરહાવસ્થામાં જીવનધારણ કરવાને પ્રભુના ગુણો ઉપયોગી થાય છે.

હવે શ્લોકનો ભાવાર્થ વિચારીએ નિકુંજમા બેશીને શ્રીરાધાસ્વામિસંબંધિ વૃત્તને પુછવા લાગ્યાં. આ જ આશય શૃંગારરસમંડન પ્રકટ કરે છે.

**चिरादासक्ता सा कृशतनुरशक्ता धृतिकृतौ**
**तदा राधा बाधाशतवलितभावा प्रियसखि ।**
**क्वचित्कुंजे गुंजन्मधुपमुखरे धीरपवनाऽऽ**
**श्रांते लीना दीना निजसहचरीं प्राह ललितम् प्र०उ०८**

**શિખરિણી.**

ઘણા આસક્તા તે કૃશવપુ અધીરાં સખિ ? તદા
કદા રાધા બાના અધિક કરતાં ભાવ ધરતાં
નિકુંજે જ્યાં ગુંજે ભ્રમર પવનો મંદ વહતો
થઇ લીના દીના લલિત સખિ પ્રત્યે ઉચરતાં

[ રા. ભદ્રશંકર શાસ્ત્રી. ]

સખીના મુખથી પ્રાણનાથનું વૃતાન્ત બોલાવાને શ્રીરાધિકાજી, સખીને પ્રશ્ન પુછે છે—

मूलम्—वृन्दावने सखि मयाद्य विलोकितो यो
नव्याम्बुवाहसमकान्तिधरोऽतिकान्तः ।
नेत्रद्वयेन मम मानसभूमिमेत्य
चेतः प्रसह्य हरते तनयः स कस्य ? ॥ ९ ॥

**ભાવાર્થ**—હે સખિ? આજે મેં વૃન્દાવનમાં નવામેઘની સમાન કાન્તિવાન એક સુંદર નન્દન જોયો, (આહા! તેના દર્શન માત્રમાં જ) તેની મનોહર મૂર્તિ મારા નેત્રદ્વારા હૃદયભૂમિમાં આવી બલાત્કારે મારૂં મન હરણ કરે છે. હે સખિ! તે કોનો પુત્ર છે?

**વિવેચન**—જુઓ આવો જ ભાવ શ્રૃંગારરસમંડળમાં ઝળકી રહ્યો છે.

રાગ કલ્યાણ.

આ મન સજની ક્ષણ પણ હરિને વિસરે નહિ આતુર અતિ,
વિવિધ વિલાસે સરસ નયન શરથી મ્હારી હણાઇ ગતિ. (ધ્રુવ)
મધુર સુમરલી નાદે મોહન યુવતિજન લસિત વશ કરતા;
મુજ નયન ઉપર વદન ધરત જ્યાં જન મૃગ ખગ વિસ્મય બનતા.

રાગ ઝુલણા.

મોરલીનું લઇ નિમિષ મુજનેય પિયુ પૂરતા અધર રસમય સુધાથી;
સુતનુથી અંતર ન અંતર વિષે, જરા થાય એવું પ્રિયતમે વિચારી.
ચિત્ત મારૂં હર્યું તે વિષે આપનો રસભર્યો આપશ્રીએ પથી;

ભાવ તે તો નિવારાય ના કોઇ દિન ખચિત હું તો કહું કે બેની.

एकदा कृष्णविरहाद्‌ध्यायन्ती प्रियसङ्गमम् ।
मनोबाष्पनिरासाय जल्पन्तीदं मुहुर्मुहुः । (कृष्ण प्रेमामृतम्)

"એક વખતે શ્રી સ્વામિનીજીએ શ્રીકૃષ્ણના વિરહમાં સ્વામિજીનો પ્રેમમય સમાગમ શી રીતે થાય તેવું ધ્યાન કરતાં મનની અંદર થએલાં વિરહતાપકલેશની ઉષ્માને શાન્ત કરવા વારંવાર બોલવા આરંભ કર્યો" જ્યારે અધિક તાપ કલેશ થાય છે ત્યારે અવલંબન રૂપ ભગવદ્‌વૃતાન્તની પૃચ્છાથી જ સહાય મલે છે, એવો આ શ્લોકનો આશય છે. નવા મેઘની સમાન કાન્તિયુક્ત વૃન્દાવનસ્થ પુત્ર કોનો? એવું સખિ પ્રત્યે શ્રીસ્વામિનીજીનું આ વચન છે.

"નવા મેઘની સમાન કાન્તિવાલા—આ વિશેષણ બહુ ગૂઢાશય યુક્ત છે. ભગવાનમાં ઉત્પત્તિ સ્થિતિ અને લય કરવાની શક્તિ છે એવું આ વિશેષણ દ્યોતન કરે છે. નવ મેઘ—ગુપ્ત બીજને વૃક્ષરૂપે ઉત્પન્ન કરવા સમર્થ છે, ઉત્પન્ન કર્યા પછી યોગ્ય સમયે વર્ષાથી તેનું પોષણ કરે છે, જો પુનઃ યોગ્ય સમયે ના પધારે તો તેની સ્થિતિ ન રહે. તેમજ અતિ અને અનાવૃષ્ટિ કરી તેનો પ્રલય પણ કરે છે. વર્ષના બારે માસમાં જ્યારે નુતન મેઘ આકાશમાં પધારે ત્યારે કયા જીવને આનંદ ન થાય? *મયૂર મત્ત મયૂર થાય છે. ઉષ્ણ ઋતુના તાપથી સંતાપ પામેલાને શાંત થવાની આશા પ્રસરે છે. તેમ નવ મેઘશ્યામ પ્રભુના પધારવાથી સર્વ જીવ આનન્દિત થાય જ એટલું નહિ પણ પક્ષીઓ ખગો ગાયો મૃગો પણ એક દૃષ્ટિ થઇ ગયા હતાં. વિરહ કલેશની ઉષ્ણતાથી તપ્ત થએલાને શિતલતા કરનાર નવ મેઘશ્યામ જ છે.

ભક્તાર્થ જ મનોહરરૂપ ધારણ કરવાની દયા કરી છે. મનોહર

વસ્તુમાં મન આકર્ષાય છે એવો જગતનો નિયમ છે. કોટિ કંદર્પ લાવણ્ય પ્રભુ પોતાના ભક્તોને માટે નિજ વપુ ધારણ કરે છે, તે ભક્તોનો નિરોધ કરવાની કૃપાના પરિણામરૂપ છે એવું શ્રીસુબોધિનીજી ઉપરથી નિરોધનું સ્વરૂપ આગળ બતાવવામાં આવશે.

વિરહ ઘેલી સખીનું વચન સાંભળી તેને સાનવન કરવાને ઉત્તર આપે છે.

मूलम्—जानीहि नन्दतनयं वृषभानुजे ? यं
वेदान्ततत्त्वममलं विबुधा वदन्ति ।
ध्यायन्ति यं सुमतयो यतयोऽत्र नित्यं
पश्यन्ति तं व्रजजनाः पुरुपुण्यभाजः ॥ १० ॥

ભાવાર્થઃ—હે વૃષભાનુપુત્રી તે નન્દરાયજીનો પુત્ર છે, એમ જાણ, જેને પંડિતો વેદાન્તમાં વર્ણવાતું નિર્મલ તત્વ કહે છે, સુબુદ્ધિશાલી યતિઓ હંમેશાં તેનું ધ્યાન કરે છે, પરન્તુ તેનું દર્શન તો પૂર્ણ પુણ્યવાન્ વ્રજજનોને જ થાય છે.

વિવેચન—પરમાત્માની નિકટ આવવાની જરૂર છે. ધર્મ માત્રનું પ્રાકટ્ય લોકોનો નાશ એટલે આ સંસારની વિસ્મૃતિ કરાવી પરલોકનો એટલે પ્રભુનો સંબંધ કે સ્મરણ કરવાને અર્થે હોય છે. પરલોકને ખોળતાં ઉપનિષદમાંથી પરમતત્વ પણ દૃશ્ય થયું છે. આ પરમતત્વનાં નામ લોકો યથા રુચિ બોલે છે. આ પરમતત્વની સન્નિધાનમાં—સંબંધમાં—કેમ અવાય એ દરેક ધર્મમાત્રનું લક્ષ્ય હોય છે. આજ દૃષ્ટિ બિન્દુથી આરંભમાં પિતા પુત્રની ભાવનાથી પ્રભુનું ભજન કરવા માંડયું તેમાં મુખ્ય શ્રી નારદજી છે.

આ પરમતત્વને તૈત્તરીયોપનિષદ્‌માં " **रसो वै सः रसं हि लब्ध्वाऽऽनन्दी " भवति** આમ રસરૂપ કહે છે. નિરુપધિ અને નિરવધિ આનન્દની પ્રાપ્તિ પણ આ રસેશની પ્રાપ્તિથી જ થઇ શકે છે. છાંદોગ્યોપનિષદ્‌માં " **आत्मरतिः आत्मक्रीडः आत्ममिथुनः स स्वराट् भवति सर्वेषु लोकेषु कामाचारो भवति** " આ વાક્ય જ્ઞાનની પરકાષ્ટાનું વર્ણન કરતી નથી પરન્તુ ભગવદ્રસનિમગ્ન ભક્તની ઉતમોત્તમ દશાનું વર્ણન કરે છે. તૈત્તરીયમાં " **सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता** " " વિવિધ રસભોગ ચતુર આનંદમય પ્રભુની સાથે રમણ કરતા ભક્તો સર્વ પ્રકારના કામોપભોગ કરે છે " અર્થાત્ પરમ તત્વનો કેવલ સચ્ચિદાનન્દજ એટલો અર્થ નહિ પરંતુ આનન્દપ્રચૂર રસપ્રચૂર એવો અર્થ કરવો અને એની જ ઉપાસના–સેવા–થી પરમાનન્દની પ્રાપ્તિ સર્વ સુખની પ્રાપ્તિ થાય છે, આ સર્વ પ્રકારનું સુખ આનન્દમય રસેશના નિકટ સંબંધમાં આવ્યા વિના પ્રાપ્ત થાય નહિ. આજ કારણથી રસેશને આત્મશબ્દથી વર્ણવ્યા છે. આત્માને નિકટ પરમાત્મા છે. આ પરમાત્માની પ્રાપ્તિ થાય ત્યારે આત્મક્રીડ આત્મમિથુન થઈ શકે. પરમાત્મા આનન્દમય છે, આ પરમાત્માના આનન્દને પ્રાપ્ત કરવા, તેમની નિકટ આવવાની જરૂર છે. અને તે નિકટતા ભક્તિ–સેવા–થી જ સિદ્ધ થાય છે તેથી શ્રીમહાપ્રભુજીની આજ્ઞા પ્રમાણે વર્જાધિ રૂપને સેવવા ૧૦

**मूलम्–आलोकनेन बहुपुण्यभवेन तस्य**
**या निर्वृतिर्भवति भाग्यवतां भवेस्मिन् ॥**
**साऽगोचराऽपि विदुषां वचसां नितान्तं**
**स्वान्तन्तु वेत्ति तदनुग्रहभाजनस्य ॥ ११ ॥**

ભાવાર્થઃ—આ ભવમાં બહુ પુણ્યથી પ્રાપ્ત થતા આ શ્રીકૃષ્ણના દર્શનથી ભાગ્યશાલીઓની જે નિવૃત્તિ થાય છે તે નિવૃત્તિ વિદ્વાનોથી વર્ણવી શકાય એવી નથી, તોપણ (એ નિવૃત્તિના માહાત્મ્યને) ભગવત્કૃપાપાત્ર ભક્તોનાં હૃદય જાણે છે.

સારાંશ—जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥

બહુ પુણ્ય હોય તોજ ભગવદ્દર્શન થાય છે. ભક્તિમાર્ગમા પ્રવેશ પણ પાપ રહિત ભક્તોનો જ છે. ઉપરના શ્લોકમાં કહે છે કે સહસ્ર જન્મ પછી તપ ધ્યાન સમાધિથી પાપ ક્ષીણ થએલા મનુષ્યોની કૃષ્ણમા ભક્તિ થાય છે. ૧૧

मूलम्—ध्याते श्रुते नयनमार्गगते च यस्मि-
न्नन्यन्न चिन्तयति पश्यति नो शृणोति ॥
तस्मिन्निमग्नमनसो वदतस्तमेव
प्राप्तिस्तदीयचरणाब्जयुगस्य चान्ते ॥ १२ ॥

ભાવાર્થઃ—જે શ્રીકૃષ્ણનું ધ્યાન કરતાં, શ્રવણ કરતાં, અને દર્શન કરતાંજ અન્યનું ચિન્તવન અન્યનું શ્રવણ અને અન્યનું દર્શન પણ પ્રિય લાગતું નથી. તે પ્રભુમાં જ ભક્તનું મન સ્થિર થઇ જાય છે, તેમનું જ રટન કરે છે, અને અંતે તે પ્રભુના ચરણ કમલની પ્રાપ્તિ થાય છે.

વિવેચન—ભાષ્યપ્રકાશકારનો પણ એ જ અભિપ્રાય છે–યસ્મિન् दृष्टे श्रुते विज्ञाते सति दर्शनादिमतोन्यविषयकदर्शन श्रवणविज्ञानाऽभावो भवति स भूमा. જે ભૂમા-પ્રભુનાં-દર્શન થતાં બીજા સર્વ પદાર્થો લુખા લાગે છે–પ્રભુના દર્શનથી બીજી સર્વ વસ્તુમાં આનંદ ન્યૂન લાગે છે. પ્રભુના દર્શનથી બીજી કોઇ વસ્તુ સુખના સાધન રૂપ લાગતી જ નથી. વાહ કેવો પ્રભુ દર્શનનો મહિમા ભૂમા શ્રુતિ દર્શાવે છે. ૧૨

હવે તે પ્રભુનાં દર્શન શું કરવાથી થાય તે દર્શાવવામાં આવેછે.

मूलम्—देहात्मजाप्तपशुगेहकलत्रकोशान्
यस्मै निवेद्य च यदाननदर्शनोत्काः ॥
चेतःप्रवृत्तिमपराश्रितरां निरुध्य
भव्या भजन्ति भुवि तच्चरणाम्बुजाते ॥१३॥

ભાવાર્થઃ—જેના (શ્રીકૃષ્ણના) મુખારવિન્દના દર્શનની ઉત્કણ્ઠાવાલા ભકતો શ્રીકૃષ્ણને દેહ–પુત્ર–આપ્ત–પશુ–ગૃહ–સ્ત્રી, ધન–વિગેરે નિવેદન કરીને અને અન્તઃકરણની વૃત્તિને બીજા વિષયોમાંથી બરોબર રોકી આ પૃથ્વીમાં શ્રીકૃષ્ણના ચરણકમલયુગલને ભજે છે.

વિવેચન—હવે પ્રસંગોપાત્ત નિવેદનના રહસ્યનો વિચાર કરીએ. મૂલ શ્લોકમાં કવિ નિવેદન મંત્રનું સ્વરૂપ દર્શાવી ભગવન્મુખારવિન્દના દર્શનરૂપી ફલનું સૂચન કરે છે.

"હજારો પરિવત્સર કાલથી થએલા શ્રીકૃષ્ણના વિયોગ જનિત તાપ ક્લેશથી જેનો આનન્દ તિરોભાવ પામેલો છે એવો હું, ભગવાન

શ્રીકૃષ્ણ શ્રીગોપીજનવલ્લભને દેહ—પ્રાણ—ઇન્દ્રિય—અન્તઃકરણ—અને તેના ધર્મો—સ્ત્રી—ગૃહ—પુત્ર—આપ્ત—ધન—અને અહિ સંબંધ ધરાવનાર, આ લોક પરલોક, જીવાત્મા અને પરમાત્મા સાથે સર્વ સારી રીતે અર્પણ કરૂં છું, દાસ છું, હે કૃષ્ણ તમારો છું."

ગોસ્વામીશ્રીગોપાલાત્મજ શ્રીગિરિધરલાલજી કહે છે કે—સૃષ્ટિના આરંભમાં ભગવદિચ્છાથી શ્રીઅંગમાંથી દૈવી જીવ પ્રકટ કર્યા, ભગવાન્ પૂર્ણ પુરુષોત્તમ છે, જીવ અંશ છે, ભગવાન્ સચ્ચિદાનન્દ છે. જીવ સચ્ચિદંશ છે. અંશરૂપ પ્રકટ થયો, અને ભગવાનથી જુદો પડયા પછી ભગવાનને મલવાને તાપ ક્લેશ થવો જોઇએ તે ના થયો. અને માયાનો સમ્બન્ધ થતાં પોતાનું સ્વરૂપ ભુલી ગયો. આનન્દનો તિરોભાવ થયો. આ જ કારણથી હજારો વર્ષથી શ્રીકૃષ્ણનો વિયોગ થયો.

શ્રુતિમા કહ્યું છે કે—"अग्निर्वाव संवत्सरः, आदित्यः परिवत्सरः, वायुः अनुवत्सरः, चन्द्रमा इदावत्सर इति" આ શ્રુતિ પ્રમાણે પરિવત્સરનો આદિત્ય—સૂર્ય—દેવતા છે, જેમ બહુ જ સૂર્ય ભેગા થાય ત્યારે અધિક તાપ થાય તેમ હજારો પરિવત્સર ભેગા થયા તેથી જીવાત્માને અધિક વિરહસંતાપ થાય એ સ્વાભાવિક છે. આવા ભગવદંશ, ચિદંશ, માયાના પાશમા આવેલા આનન્દ રહિત જીવને ભગવદ્રૂપ આનન્દમય થવું હોય તો ભગવાનને સર્વ સમર્પણ કરી શરણે ગયા શીવાય અન્ય ઉપાય નથી.

ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ્ય આ છ ધર્મ ભગવાનના છે. શ્રીકૃષ્ણ શબ્દનો અર્થ પૂર્ણ પુરુષોત્તમ થાય છે "कृष्" શબ્દ સત્ અર્થવાચક છે—"ण" આનન્દ વાચક છે. એટલે સચ્ચિદાનંદરૂપ શ્રીકૃષ્ણ એવો અર્થ થાય છે. આ સ્વરૂપમાં પણ જે શ્રી-

ગોપીજનવલ્લભ છે તેમને સર્વ નિવેદન કરવાનું છે. અત્ર એવો હાર્દ છે કે—કે મથુરાજી જે સ્વરૂપે પધાર્યા તેમાં પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, સંકર્ષણ વાસુદેવ આ ચારે વ્યૂહ પ્રકટ હતા, અને પુરુષોત્તમ ભીતર હતા. પરન્તુ જે શ્રીગોપીજનને પ્યારા નન્દનન્દન છે તે તો વ્રજમાં બિરાજે છે તે ચારે વ્યૂહ ભિતર અને પુરુષોત્તમ પ્રકટ છે, આવા મથુરાસ્થ સ્વરૂપથી ભિન્ન શ્રીગોપીજનવલ્લભને સર્વ નિવેદન કરવાથી ભગવન્મુખારવિન્દનું દર્શન થાય છે.

હવે શું નિવેદન કરવાનું તે વિચારીએ.

પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ આ પંચ ભૂતનું ભૌક્તિક

૧ **શરીર.**

૨ **ઇન્દ્રિય**—કાન, ત્વચા, નેત્ર, નાસિકા, જીહ્વા આ પાચ જ્ઞાનેન્દ્રિય, તથા હાથ, પગ વાણી પાયુ—અને ઉપસ્થ, આ કર્મેન્દ્રિય—આપ બે પ્રકારની ઇન્દ્રિય.

૩ **પ્રાણ.**—પ્રાણ વાયુ એક છે પરન્તુ સ્થાન અને કાર્યના ભેદથી જુદો જુદો લેખાય છે ત્યારે દશ પ્રકારનો થાય છે, જેમકે—હૃદયમા રહેલો પ્રાણ વાયુ ઉર્ધ્વ ગમન કરે ત્યારે પ્રાણવાયુ કહે છે. અધોગમન કરે ત્યારે અપાન વાયુ કહે છે. વ્યાનવાયુ આખા શરીરમાં રહે છે. ઉદાનવાયુ કંઠમા રહે છે. સમાનવાયુ નાભિમાં રહે છે. નાગ વાયુ ખાવાપીવાને બરોબર કરી આપે છે. કુંભ પલક લગાવે છે, અલક ભુખ લગાવે છે. દેવદત્ત ઉદાસી લાવે છે. ધનંજય સર્વ શરીરને ફરકાવે છે.

૪ **અન્તઃકરણ.** ચાર પ્રકારનું છે—મન, ચિત્ત, બુદ્ધિ, અને અહંકાર. સંકલ્પ વિકલ્પાત્મક અન્તઃકરણને મન કહે છે. સૂક્ષ્મ અન્તઃકરણની વૃત્તિને ચિત્ત કહે છે. નિશ્ચયાત્મક અન્તઃકરણની વૃત્તિને

બુદ્ધિ કહે છે. હું કરૂં છું એવા જ્ઞાનને અહંકાર કહે છે. અને આ ચારે મલી અન્તઃકરણ થાય છે.

૫. ઉપર ચાર દેહ ઇન્દ્રિય પ્રાણ અને અન્તઃકરણ કહ્યા તેના ધર્મો. કાનથી શુણવું, ત્વચાથી શીરી તાતીની પરીક્ષા કરવી, આખથી દેખવું, જીહ્વાથી રસ ચાખવો, અથવા સત્સંગ જ્ઞાન લેવું, નાસિકાથી સુગંધ દુર્ગન્ધની પરીક્ષા કરવી, વાણીથી બોલવું, હાથથી કાર્ય કરવું, પગથી ચાલવું, ઇત્યાદિ જે ઇન્દ્રિયના ધર્મો તથા દેહ પ્રાણ અને અન્તઃકરણના ધર્મોને પણ નિવેદન કરવા અને પ્રભુમાં યોજવા.

૬ સ્ત્રી, ૭ ઘર, ૮ પુત્ર, ૯ કુટુમ્બ, ૧૦ વિત્ત, ૧૧ ધન, અને ૧૨ લોક પરલોકની સાથે સંબંધ ધરાવનાર જે કંઇ હોય તે પણ નિવેદન કરવું. આ લોક અને પરલોકનો અર્થ કરતાં શ્રીવલ્લભજી કહે છે કે—આ લોકમાં તો પાપ અને પુણ્ય જે જે થાય તે તે સર્વ પ્રભુને સમર્પણ કરવાથી ભક્તમા રહેતા નથી. પરન્તુ જીવસ્વભાવથી અથવા લોક સંગ્રહથી કદાચિત્ પુણ્ય પાપ પ્રાપ્ત થતાં તેને ભોગવવાને પરલોક ગતિ થતા પ્રભુ પ્રાપ્તિમા વિલંબ થાય, માટે ભક્તના પરલોકને નિવેદન—સમર્પણ કરવું આવશ્યક છે—પરલોકનું સમર્પણ કરવાથી પરલોકમા થયલા પાપ પુણ્યના ફલરૂપ દુઃખ સુખનો ભોગ તો ભોગવાય છે. ભગવાન્ સંબંધિ વિયોગથી ઉત્પન્ન થએલા તાપથી દુઃખ ભોગવાઇ જાય છે—અને ભગવાનનો અન્તઃ આશ્લેષ-ભેટો થવાથી સુખ પણ ભોગવાઈ જાય છે આ પ્રમાણે સુખ દુઃખ ભોગવાઇ જવાથી પરલોક સંબંધિ પુણ્ય પાપનો અન્તરાય ભક્તને થતો નથી. માટે પરલોકનું પણ સમર્પણ આવશ્યક છે.

૧૩ જીવ પરમાત્મા અન્તર્યામી, જીવના કૃત્યના સાક્ષી આ આત્મા સાથે સર્વ સમર્પણ કરવું.

નામ મંત્રથી સાત ભક્તિ સિદ્ધ થાય છે. જ્યારથી જીવને નામ સ્મરણ થયું ત્યારથી શ્રવણ ભક્તિ સિદ્ધ થઈ. જીવ જપ કરવા લાગ્યો ત્યારથી કીર્તન ભક્તિ સિદ્ધ થઇ. જ્યારથી ભગવદ્ધ્યાન કરવા લાગ્યો ત્યારે સ્મરણ ભક્તિ સિદ્ધ થઇ જ્યારથી આરંભિ નિયમિત સેવા કરવા લાગ્યો,ત્યારથી પાદસેવન ભક્તિ સિદ્ધ થઇ. અને સેવાથી અર્ચન ભક્તિ પણ સિદ્ધ થાય છે. જેને સમયનો નિયમ છે તે પુજા કહેવાય. જેને કાલનો નિયમ નથી તે સેવા કહેવાય. આ સિદ્ધાન્ત ભુલાવો ન જોઇએ. જ્યારથી દંડવત્ કરવા લાગ્યો અને સ્તુતિ કરવા લાગ્યો ત્યારથી વન્દન ભક્તિ સિદ્ધ થઇ. જ્યારે શરણમંત્રના અર્થનું જ્ઞાન મેલવ્યું ત્યારથી ભગવદાશ્રય સિદ્ધ થયો, અને દાસ ભક્તિ સિદ્ધ થઇ. સખ્ય અને આત્મનિવેદન તો બ્રહ્મસંબંધથી સિદ્ધ જ થયું હતું. કારણ કે—સખ્ય એટલે મિત્રતા એ બન્નેની અનુકૂલતા હોય તો થાય છે જેની સાથે મિત્રતા બાંધવી હોય તેની જો મિત્રતા બાંધવામાં ઇચ્છા હોય તો મિત્રતા બંધાય છે. આજ કારણથી પવિત્રા એકાદશીની અર્ધરાત્રીએ ભગવાને પ્રકટ થઇ શ્રીઆચાર્યજીને બ્રહ્મસંબંધ મંત્ર દેવાની આજ્ઞા કરી. આ ભગવદાજ્ઞાથી ભગવન્મંત્રથી ભગવદીય જ્ઞાનદ્વારા ભગવાન્ મિત્રતા કરે છે. માટે સખ્ય ભક્તિ સિદ્ધ થઇ. અને ભગવન્મંત્રના અર્થનું જ્ઞાન મેલવી તે પ્રમાણે નિવેદનનું વારંવાર સ્મરણ કરવાથી આત્મનિવેદન સિદ્ધ થાય છે. જેને આત્મનિવેદન ભક્તિ સિદ્ધ થાય છે તેને "જે કંઇ પદાર્થ છે તે સર્વ ભગવાનના છે" એવું જ્ઞાન થાય છે. તેથી મમતા નિવૃત્ત થાય છે, "ભગવાન્ મને અન્તઃકરણમાં પ્રેરણા કરે તે રીતે હું કરૂં છું" આવું ભાન થતાં અહન્તાની નિવૃત્તિ થાય

છે. ( આવી રીતે ભગવદીય થઇ ભગવન્મુખ દર્શનાધિકારી થાય છે. એ નિવેદન મંત્રનું અપરિમિત સામર્થ્ય છે.

( શ્રીમદ્ગોસ્વામી શ્રીગિરિધરજી )

श्रीमन्महाप्रभुजी आज्ञा करे छे के—

' सर्वं समर्पितं भक्त्या कृतार्थोसि सुखीभव ॥ अ० कृ० प्र०

' હેં ભક્તિથી સર્વ સમર્પણ કર્યું છે માટે તું કૃતાર્થ છે–' ગીતાજીમા પણ ભગવાન્ સ્વમુખથી આજ્ઞા કરે છે કે–

" मय्यर्पितमनोबुद्धिः " " मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु " "यत्करोषि यदश्नासि" "तत्कुरुष्व मदर्पणम्" श्रीमद्भागवतेऽपि "करौ हरेर्मंदिरमार्जनादिषु" "ये दारागारपुत्राप्तान् प्राणान वित्तमिमं परम् । हित्वा मां शरणं याताः कथं तां त्यक्तुमुत्सहे " " इष्टं दत्तं तपः जप्तं वृत्तं यच्चात्मनः प्रियम् । दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम् ।

આ સર્વ પ્રમાણનો ભાવાર્થ–નિવેદનપૂર્વક ભગવત્શરણે જવું એ છે. " ભગવાનની સર્વ વસ્તુ છે, તે સર્વ વસ્તુ ઉપર સ્વસત્તા નિવૃત્તિપૂર્વક ભગવત્સત્તાનું સ્થાપન કરવું " એ નિવેદનનો સ્પષ્ટ અર્થ છે. હે શ્યામસુંદર તમારો છું, મને આપનાથી જરાપણ વિયુક્ત ન કરો. " श्यामसुन्दर ते दास्यः करवाम तवोदितम् " હે ભગવન્ આપના વિયોગજનિત તાપક્લેશ ન થાય અને પરમાનન્દાનુભવ થાય એમ અમને શરણે લો ! એ નિવેદનનો સાધન અને ફલ મિશ્રિતાર્થ

છે. આત્મનિવેદન જેમ શ્યામસુન્દરના મુખદર્શનમાં સાધનરૂપ છે તેમ આત્મનિવેદનના પંચાક્ષરની અનુભવાત્મક સ્થિતિ પણ ફલરૂપ છે. આત્મનિવેદન મંત્ર ભગવન્મુખોક્તિ છે તેથી વેદવત્ આપ્તવાક્ય છે, અને તે સ્વતઃ પ્રમાણ છે. આત્મનિવેદન મંત્રના અધિષ્ઠાતા શ્રીગોપીજનવલ્લભનું શરણ જ પ્રમેય છે. તેમ જ આત્મનિવેદન મંત્ર સાધન અને ફલરૂપ છે એવું પ્રથમ જ કહી ગયા. આત્મનિવેદન મંત્ર જ સ્વતઃ પ્રમાણ પ્રમેય સાધન અને ફલરૂપ છે, એ સિદ્ધાન્તનું વિસ્મરણ ન થવું જોઇએ. ૧૩

मूलम्—गोपीजनैः कुतुकमग्नमनोभिरेभि-
स्तालप्रदानकुशलैर्नवनीतपिण्डान् ॥
सन्नर्तितो निखिलनर्तकपूर्णकामः
प्रेमेदृशं सखि? विलोकय वल्लवीनाम् ॥१४॥

**ભાવાર્થ**:—સમગ્ર જગતને નચાવનારા, આપ્તકામ, પૂર્ણકામ, એવા આ શ્રીકૃષ્ણને તાલ આપવામાં કુશલ કૌતુકમગ્નમનવાળાં આ ગોપીજનો નવનીતના—માખણના—પિણ્ડથી નચાવી રહ્યાં છે. સખિ ? આ ગોપીજનોનો કેવો સુંદર પ્રેમ છે, તે તું જો. ૧૪

मूलम्—इन्द्रादिदत्तविभवो जगदीश्वरोऽसौ
ब्रह्मादिनिर्जरसमूहदुरापपादः ॥
निष्किञ्चनैरपि निजैश्चरणप्रसक्तै-
र्भक्तैर्वशीक्रियत एष सदाङ्गसालि? ॥१५॥

**ભાવાર્થ**:—હે સખિ ? આ પ્રભુ ઇન્દ્રાદિ દેવોને પણ વૈભવ આપે છે, જગત્‌ના ઈશ્વર છે, બ્રહ્માદિ દેવોના સમૂહને પણ દુર્લભ છે, પરંતુ નિષ્કિઞ્ચન-દીન-ચરણાસક્ત ભક્તોને સદૈવ તુરત વશ થાય છે.

**વિવેચન**—"अहं भक्तपराधीनः" હું ભક્તને અધીન છું **म स्वगाट् भवति ( भक्तिमार्तंडकाराः- )" तथा च भक्तो भूमानं स्वाधीनीकरोति × × × × × भगवान भक्तभक्तिमान्** " ભક્ત ભૂમા-ભગવાન-ને વશ કરે છે-જ્યારે તે ભગવાનને વશ કરે છે ત્યારે શોભા અધિક થાય છે **"सोऽश्नुते सर्वान् कामान् सह ब्राह्मणा विपश्चिता"** આ શ્રુતિવાક્યમાં બ્રહ્મની સાથે ભક્ત સર્વ કામોને ભોગવે છે. આ તૃતીયાન્ત શબ્દથી બ્રહ્મની ગૌણુતા અને ભક્તની મુખ્યતા સ્પષ્ટ જણાય છે. ૧૫

मूलम्—ब्रह्मेश्वरेन्द्रविबुधस्तुतपादपद्मः
पद्मालयासुकरपल्लवलालिताङ्घ्रिः ॥
अङ्घ्रिस्मृतिं विदधतो वरणस्य कर्त्ता
कर्त्ता समं व्रजजनैर्विविधां स लीलाम् ॥१६॥

**ભાવાર્થ**:—બ્રહ્મા; શંકર, ઇન્દ્ર, અને દેવો જેમના ચરણ કમલની સ્તુતિ કરે છે, અને લક્ષ્મીજી હસ્તપલ્લવથી જેમના ચરણ ચાંપે છે, (હે સખિ ?) વ્રજજનો સાથે વિવિધ લીલાને કરનારા આ પ્રભુના ચરણકમળનું જે ભક્ત સ્મરણ કરે છે તેનું વરણ પ્રભુ કરે છે. ૧૬

मूलम्–सूक्ष्मेषु जन्तुषु गतस्तदणोरणीयान्
ब्रह्माण्डतोऽपि विपुलो महतो महीयान् ॥
वेदान्तवागभिदधाति विदन्ति भक्ता
मायावशा अनुभवे प्रभवः कथं स्युः ॥१७॥

*ભાવાર્થ:—સૂક્ષ્મ જન્તુમાં ભગવાન્ અણુમાં અણુ છે, અને બ્રહ્માણ્ડથી પણ વિપુલ–બૃહત્–મોટામાં મોટા છે–આવું વેદાન્ત વાણી કહે છે. અને તેનો અનુભવ ભક્તને જ થાય છે. માયાના ઝપાટામાં આવેલા મનુષ્યો ભગવાન્નો અનુભવ મેળવવા ક્યાંથી સમર્થ થાય ? ૧૭

मूलम्–देवस्य या गुणमयीह दुरत्यया च
मायाविदामपि विमोहकरी नितान्तम् ॥
विक्षेपजालजननी विविधं प्रदर्श्य
सन्मार्गवर्त्तिन इयं कुरुतेऽन्तरायम् ॥१८॥

ભાવાર્થ:—આ દેવની ગુણમયી, દુઃખથી તરી શકાય એવી, માયાવિદોને પણ અત્યન્ત મોહ કરનારી, હંમેશાં વિક્ષેપ જાલને પાથરનારી, અનેક વ્યામોહ દર્શાવનારી, માયા સન્માર્ગે વર્તનારાઓને અન્તરાય કરે છે.

વિવેચન—રામાનુજાચાર્ય માયાને આશ્ચર્યાત્મિકા કહે છે.

* "अणोरणीयान् महतो महीयान्" इति श्रुतिः

ભાસ્કરાચાર્ય અર્થશૂન્ય પ્રત્યય-વિશ્વાસ-ખાત્રી-તેને માયા કહે છે. શ્રીપુરુષોત્તમજી માયા શબ્દનો અર્થ સિદ્ધાન્તમાં નીચે પ્રમાણે માનવો, એમ આજ્ઞા કરે છે.

ભગવાનનું સામર્થ્ય વિશેષ તે **માયા,** અષ્ટમ સ્કન્ધમાં **"नटवन्मूढमायाभिः मायेशान्नो जिगीषसीति"** "પ્રથમસ્કન્ધમાં **अपश्यत् पुरुषं पूर्णं मायाञ्च तदुपाश्रयाम् । यया संमोहितो जीवः आत्मानं त्रिगुणात्मकम् । परोऽपि मनुतेऽनर्थं तत्कृतं चाभिपद्यते** " " પૂર્ણ પુરુષ અને તેમને આશ્રય રહેલી માયાને જોઇ જે માયાથી મોહ પામેલો જીવ ત્રિગુણથી પર એવા આત્માને ત્રિગુણાત્મક માને છે અને માયાએ કરેલા જે જે અનર્થ છે તેને ભોગવે છે."

આ પ્રમાણથી સિદ્ધ છે કે "ઈશ્વરની જે **વ્યામોહિકા શક્તિ તે માયા જાણવી.** ભાષ્યપ્રકાશ ૩-૨-૩

માયાનું કાર્ય ભગવાનનો આશ્રય કરાવવો અને જીવને વ્યામોહ કરવો એમ બંને છે. તત્વદીપિકા અ. ૪-૬ મા કહે છે કે-માયા શબ્દ ઘણા અર્થમા વપરાયેલો છે. ભગવાનના સર્વભવનસામર્થ્યને માયા કહે છે. ભગવાનની વ્યામોહ શક્તિ તેને માયા કહે છે. ઐન્દ્રજાલિક વિદ્યા તેને પણ માયા કહે છે. અને કાપટયાદિકને પણ માયા કહેવામા આવે છે. વિત્તને પણ માયા શબ્દ કહે છે. પરંતુ માયા એ ભગવાનની શક્તિ છે તેમાં વિવાદ છે જ નહિ, તે ઉપરાંત માયા બીજુ પણ કામ કરે છે.

**श्रीरूपत्वाच्च तद्रूपमाकृतिः स्त्री निगद्यते**
**स्वभोगाय तथा दैत्यमोहाय च सदा हि सा ।**

## प्रभुसेवकरीत्यादि भक्तिमार्गे निरूपणम् ।

શ્રીરૂપ હોવાથી તેની આકૃતિને શ્રીરૂપે વર્ણવી છે. પ્રભુને સ્વભોગાર્થ અને દૈત્યને વ્યામોહ કરવાને તે ઉપયોગી છે. પૂર્વોક્ત બે કામ કરી તે પ્રભુની સેવા કરે છે. અને શ્રીમદ્‌ભાગવતમાં કહે છે કે–

**श्रिया पुष्टया गिरा कान्त्या कीर्त्या तुष्टयेलयोर्ज्जया ।**
**निधयाऽविद्यया शक्त्या मायया च निषेवितम् भा–स्कं–१०**

વિદ્યા અને અવિદ્યા રૂપ ભગવાનની શક્તિ :માયાથી ભગવાન્ સેવાયલા છે. માયા બહુ જ દુસ્તર છે. વ્યામોહ કરનારી છે. આ માયાને જીતવામાં આવે તો આ જ માયા પરમપદ પ્રાપ્ત કરાવે છે.

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ।। गीता. अ–७**

માયાને સૂક્ષ્મ અને પ્રકૃતિ પણ કહે છે. યદચ્છાથી પ્રાપ્ત થએલી, સ્વકીય, સદ્, અસત્, દૈવી, દુઃખથી જાણી શકાય એવી, માયાનો જો પરાભવ કરે તો સ્વરૂપ–બ્રહ્મત્વ–પ્રાપ્ત થાય છે. ગીતામાં પણ ભગવાન્ એમ જ કહે છે, ગુણમયી દૈવી માયા દુઃખથી તરી શકાય એવી છે, પરંતુ જે મારે શરણે આવે છે તે આ માયાને તરી શકે છે.

સત્વાદિ ગુણો ભગવાનમાંથી જ પ્રકટ થએલા, પરંતુ વૈચિત્ર્યાર્થ માયામા સ્થાપન કર્યા, તેથી તે **ગુણમયી** કહેવાય છે. ભગવાન્ અને ભગવાનની શક્તિ ઉભય ભિન્ન છે એમ ન માનવું, શક્તિ અને શક્તિમાન્ એક જ છે, ભગવાન્ અને ભગવાનના ધર્મ એક જ છે, એવું પ્રથમ પ્રતિપાદન કરી ગયા, તેમ શક્તિ પણ અભિન્ન જ છે.

## માયા ( શ્રીસુબોધિનીજી ).

**શંકાઃ**—જ્યારે કૃષ્ણાવતારમાં સર્વ સામગ્રી સહિત ભગવાન્ પ્રકટ થયા તે વખતે સમગ્ર સૃષ્ટિનો મોક્ષ થઇ ઉદ્ધાર કેમ ના થયો!

**સમાધાન**—ભગવાને પોતાની માયાને અંશે કરીને પ્રકટ કરી હતી, આ માયાથી જીવને સંમોહિત કરી દે છે, જે જીવને જેટલે અંશે ઉદ્ધાર કરવાની ઇચ્છા હોય તેટલે જ અંશે પોતની માયાનું અપસરણ પણ કરે છે, કૃષ્ણાવતાર વખતે માયાને પ્રકટ થવા ભગવાને જે આજ્ઞા આપી હતી, તેનું પ્રયોજન આ જ છે.

વ્યાપક વિષ્ણુનું પ્રાકટ્ય થશે તે માયાનું પ્રાકટ્ય કરીને જ થશે. વ્યાપક વિષ્ણુ મનુષ્યના સ્વરૂપથી પ્રકટ થશે, તેથી માયા પણ મનુષ્યાકૃતિથી પ્રકટ થશે, અર્થાત્ માયાની આકૃતિ અને પરિમાણ વિષ્ણુની આકૃતિ અને પરિમાણની સમાન જ થશે. આ માયા ભગવતી છે, ભગવત્કૃપાએ કરીને માયાને પણ ઐશ્વર્યાદિ છગુણની સમ્પત્તિ પ્રાપ્ત થએલી છે, તેથી સ્વસ્થાનનો ત્યાગ કરી માયા પણ અંશથી પ્રકટ થશે છે. જેમ પુરુષોત્તમ ભગવાન્ છે અને સર્વ સામર્થ્યવાન્ છે. તેમ માયા ભગવતી છે, સર્વ સામર્થ્યવતી છે, તે વ્યાપિ વૈકુંઠમા રહે છે, અને કૃષ્ણાવતાર વખતે પ્રકટ પણ થશે તો પણ માયામાં વિચ્છેદ પડયો કહેવાય નહિ, એવા અલૌકિક ગુણ માયામા છે. માયા ભગવાનની સાથે જ પ્રકટ થઇ છે, તેથી સર્વની મુક્તિ થઇ નહિ જો કેવલ પુરુષોત્તમ જ પ્રકટ થયા હત તો સર્વ મુક્ત થઇ જાત જ. સર્વને મોહ પમાડનારી માયાને ભગવાનની આજ્ઞાથી પ્રકટ થવું જ પડે છે. ભગવદાજ્ઞા તો માયાને માથે ચઢાવવી જ પડે છે. ભૂતલ ઉપર શ્રીયશોદાજીને સ્તન્ય ( દુધ ) બલદેવનું સંકર્ષણ ( ગર્ભને ખેંચી અન્યત્ર

સ્થાપવો,) કંસને મોહ કરવો, વસુદેવને મુક્ત કરવા વિગેરે સર્વ કાર્યો માયાએ કર્યાં છે. "कार्यं यशोदायाः स्तन्यं सङ्कर्षणं कंसादिव्यामोहः वसुदेवादिमोचनम् इति" સ્કં૦-૧૦-૧-૨૫ (૧૮)

**પ્રભુને શરણે રહેલા ભક્તોથી માયા સુખે તરી શકાય છે.**

मूलम्—ये तं त्वनन्यमनसः शरणं व्रजन्ति
तामञ्जसा सुमतयः प्रभवस्तरीतुम् ॥
या दुस्तरेतरनृणां हरियोगमाया
कृष्णात्मनां भवति वत्सपदं सतां सा ॥१९॥

**ભાવાર્થ**—જે બુદ્ધિશાલી અનન્ય મનવાળા ભક્તો શ્રીકૃષ્ણચન્દ્રને શરણે જાય છે તે ભક્તો પોતાના બલથી આ માયાને તરવાને સમર્થ થાય છે, કારણકે હરિની (શક્તિ રૂપ) આ યોગમાયા અભક્તથી તરી શકાતી નથી, અને શ્રીકૃષ્ણને શરણે રહેલા ભક્તો તો વાછરડાના પગલાની માફક માયાને તરી જાય છે, ૧૯

વિવેચન—"मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते" ગીતાજીમાં કહે છે જે મારે શરણે આવે છે તે માયાને તરી જાય છે.

**શ્રીકૃષ્ણચન્દ્રે ગીતાજીમાં શરણમાર્ગનો ઉપદેશ કર્યો છે.**

मूलम्—स्वीयाननन्यमनसः स्वयमुद्दिधीर्षु—
र्धर्मान्निषिध्य कुरुते शरणोपदेशम् ॥

कांश्चिद्दयालुगुरवः शरणागतान्स्वान्
कुर्वन्ति कृष्णपदपद्मरजोविलुब्धान् ॥ २० ॥

**ભાવાર્થ**—અનન્ય મનવાળા સ્વકીય ભક્તોનો સ્વયં ઉદ્ધાર કરવાની ઇચ્છાથી શ્રીકૃષ્ણચન્દ્ર અન્ય સર્વ ધર્મનો નિષેધ કરી શરણનો ઉપદેશ આપે છે, તેમ જ દયાલુ ગુરુઓ પણ શરણે આવેલા કોઈ ભક્તોને શ્રીકૃષ્ણચન્દ્રના ચરણ કમલની રજના લોલુપ બનાવે છે. ૨૦

**વિવેચન**—सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ્यो मोक्षयिष्यामि मा शुच ॥

હે અર્જુન? સર્વ ધર્મને ત્યજીને મારે શરણે આવ હું તને સર્વ પાપમાથી મુક્ત કરીશ શોચ મા કર ! ૨૦

મર્યાદા પુષ્ટભક્તોને શરણોપદેશ કેવી રીતે થાય છે તે જણાવે છે.

मूलम्—केचित्सदा भगवतः स्मरणेन पूताः
स्तुत्या भवन्ति विमलाः श्रुतयो यथा वा ॥
यज्ञैश्च शुद्धमतयो यतयो हि जाता-
स्ते प्राप्नुवन्ति भगवच्छरणोपदेशम् ॥ २१ ॥

**ભાવાર્થ**:—કેટલાક ભક્તો સદા ભગવાનના સ્મરણથી પવિત્ર થયા, અને કેટલાક ભક્તો શ્રુતિવત્ સ્તુતિથી પવિત્ર થાય છે, યતિ યજ્ઞોથી શુદ્ધમતિ થયા, આવી રીતે નિષ્પાપ જનો

જ શરણુમાર્ગમાં પ્રવેશ કરી શરણુનો ઉપદેશ ગ્રહણુ કરે છે.

**વિવેચન**—શ્રુતિએ ભગવાનની સ્તુતિ કરી પ્રસન્ન કર્યા, અને વરદાન મેળવી શ્રુતિરૂપા ગોપીજન બન્યા, પાપરહિત થયા વગર ભક્તિમાર્ગમાં પ્રવેશ થતો જ નથી, નિષ્પાપ જન જ ભક્તિમાર્ગમા પ્રવેશ કરી શકે છે, એવું " **सम्पराये तर्त्तव्याभावात्तथाहि अन्ये** " આ સૂત્રના અણુભાષ્યમાં સિદ્ધ કર્યું છે.

" **जन्मान्तरसहस्त्रेषु तपोध्यानसमाधिभिः ॥ नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते** " જ્યારે હજારો જન્માન્તરમાં તપ, ધ્યાન, સમાધિ વિગેરેથી પાપક્ષીણ થાય ત્યારે ભગવાન્મા ભક્તિ થાય છે. ત્યારે જ શરણોપદેશ મળે છે. ભગવાન્માં શરણ જવાની બુદ્ધિ દૈવીજીવ શિવાય થતી જ નથી, વસ્તુ તસ્તુ પ્રભુ સર્વકરણ સમર્થ છે. ભગવાન્ તો કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સમર્થ છે. *જ્યારે ભગવાન્ વિરૂદ્ધ સાધનથી પણ ઉત્તમ ફલ અર્પે છે ત્યારે ભગવાન્ અન્યથાકર્તુમ્ સમર્થ છે એમ દશ્ય થાય છે. ગોપીજનોને કામથી; કંસને ભયથી; સંબંધથી વૃષ્ણિઓને અને શિશુપાલને દ્વેષથી, આમ બાધક પણ સાધક કરી તેઓને તાર્યા, પરંતુ મર્યાદા પુષ્ટિમાં જેનો અંગીકાર છે તેને તપ યજ્ઞ વિગેરે કરાવી તે તે દ્વારા તેમનો પાપનાશ કરી શરણુમાર્ગમાં સ્વીકારે છે. મર્યાદા પુષ્ટિ કે પુષ્ટિમાં અંગીકાર કરે પણ એટલું તો નિસંશય જ છે કે ઉભયમા પાપરહિત ભક્તનો પ્રવેશ છે. મર્યાદાપુષ્ટિમાં સાધન કરાવી પાપનાશ કરે તો પુષ્ટિમાં પોતે જ પોતાના પ્રમેય બલથી ભક્તના પાપનો નાશ કરી દે છે. ૨૧

* " **कामाद् गोप्यो भयात् कंसः** " **इत्यादि.**

## ભક્ત આગળ માયાનું પ્રાબલ્ય નથી.

मूलम्—कृष्णाननं शरणभावनया स्मरन्तः
सर्वत्र लोष्टवद्वेत्य विरक्तिमन्तः ॥
ध्यानाप्तदर्शनसुखे च जीतं वदन्त-
स्तेषां करोति किमवद्यमियं तु माया ॥ २२ ॥

**ભાવાર્થ**:—શ્રીકૃષ્ણના મુખારવિન્દને શરણભાવનાથી સ્મરણ કરતા, સંસારના સર્વ પદાર્થને આસક્તિરહિત લોષ્ટવત્* દેખીને વિરક્તિવાળા,અને ધ્યાનથી મેળવેલા પ્રભુના દર્શન સુખમાં જ જય મેળવવા જેટલો આનંદ માણતા પ્રેમમસ્ત ભક્તોનું માયા શું બગાડી શકે? ૨૨

## ભૂમા ભગવાનનાં દર્શન એ ચતુર્થ પુરુષાર્થ છે.

मूलम्—पश्चात् पुरोऽध उपरीह च पार्श्वयोर्वा
श्रीकृष्णमेव परिपश्यति कृष्णचित्तः ॥
सर्वात्मभावमधिगम्य हरीक्षणं य—
भूमैव तं वदति तच्चरमः पुमर्थः ॥ २३ ॥

**ભાવાર્થ**:—શ્રીકૃષ્ણનું વ્યસન લાગેલા ભક્તો પોતાની પાછળ, ઉપર, નીચે, પોતાની આજુબાજુ, સર્વત્ર

* લોષ્ટ એટલે પથરો.

શ્રીકૃષ્ણને જ દેખે છે. સર્વાત્માભાવ પ્રાપ્ત કરીને શ્રીકૃષ્ણનાં જે દર્શન થાય તેને શાસ્ત્રમાં ચતુર્થ પુરુષાર્થરૂપ *ભૂમા સ્વરૂપ કહે છે.

मूलम्—तुष्टाव तं श्रुतिगणः प्रतिसंक्रमेऽमुं
नुत्या महार्थभृतयाऽखिलविश्वपालम् ॥
लीलास्थलैः परिकरैः सह विश्वबन्धु-
राविर्भविष्यति स बोधसि भावतुष्टः ॥२४॥

**ભાવાર્થ**—શ્રુતિગણે અખિલ વિશ્વપાલ આ શ્રીકૃષ્ણચન્દ્રની મહાન્ ગંભીર અર્થથી ભરેલી સ્તુતિ કરી, (આ સ્તુતિથી પ્રભુને પ્રસન્ન કરી વરદાન મેળવ્યું હતું કે) પરમાત્મા શ્રીયમુનાજી, વૃન્દાવન, શ્રીગિરિરાજ વિગેરે સર્વવ્રજના લીલાસ્થલ અને પરિકર સાથે તમારા (શ્રુતિઓના) ભાવથી સંતોષ પામી શ્રીકૃષ્ણચન્દ્ર પ્રકટ થશે.

વિવેચન—શ્રુતિગણ કહે છે કે—ब्रह्मेति पठ्यतेऽस्माभिः यद्रूपं निर्गुणं परं । वाङ्मनोगोचरातीतं ततो नो ज्ञायते तु तत् ॥ आनन्दमात्रमिति यद् वदन्तीह पुराविदः । तद्रूपं दर्शयास्माकं यदि देयो वरो हि नः ॥ ભગવાને કહ્યું કે—आगा-

* ભૂમાનું સ્વરૂપ અણુભાષ્યમાં લિંગભૂયસ્ત્વાધિકરણમાં અ. ૩. પા. ૩ સૂત્ર–૪૪ થી દશ સૂત્રના સત્તરમા અધિકરણમાં સવિસ્તર પ્રતિપાદન કરેલું છે, વિસ્તાર ભયથી અત્ર લખી શકાય નહિ.

मिनि विरिञ्चौ तु जाते सृष्ट्यर्थमुद्यते । कल्पं सारस्वतं प्राप्य व्रजे गोप्यो भविष्यथ ॥ २४ ॥

ભગવાનની નિરોધ લીલા ભક્તોને અર્થે છે.

मूलम्–भक्तोद्धृतौ कृतमतिस्त्ववतीर्य लोके
लीलां स लोकशमलक्षपणां विधत्ते ॥
प्रेम्णा यया हृदयतो धृतया स ईश
आकृष्यते विपुलचेतसि कीर्तिपूते ॥ २५ ॥

ભાવાર્થ:—ભક્તોનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી જ જનલોકમાં અવતરી લોકના પાપને દૂર કરે એવી લીલાઓ ભગવાને કરી, આ લીલાને પ્રેમથી જો હૃદયમાં ધારણ કરે–મનન કરે તો–ભગવાનના ગુણગાનથી પવિત્ર થયેલા ભક્તના હૃદયમાં ભગવાન્ આકર્ષાય છે. ૨૫

આસુરીજનને ભગવાનનું ભાન નથી.

मूलम्–आनन्दमात्रसकलावयवोऽखिलेशो
भूमौ कृतावतरणोऽतुलभक्तभाग्यैः ॥
सामान्यजीव इव कर्मवशो नियन्ता
मायाविलुप्तमतिभिः कथितो नु कैश्चित् ॥ २६ ॥

ભાવાર્થ:—આનન્દમાત્ર સકલ અવયવવાળા જગદીશ શ્રીકૃષ્ણચન્દ્ર મહદ્ભાગ્યવાન્ ભક્તોના અર્થે ભૂમિ

ઉપર અવતાર્યા છે. આ પરબ્રહ્મ જગન્નિયન્તા શ્રીકૃષ્ણચન્દ્રને માયાથી લુપ્ત મતિવાળા આસુરી જનો સામાન્ય જીવવત્ કર્મ-વશ માને છે.

વિવેચન—" अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावं अजानन्तः " " जन्मकर्म च मे दिव्यम् " ( गीता. )

" મૂઢ-મૂર્ખ-જનો મને સામાન્ય જીવવત્ પ્રાકૃત શરીરવાળો કહે છે. મારા પરમબ્રહ્મના ભાવને તેઓ સમજતા નથી." મારૂં જન્મ અને કર્મ દિવ્ય છે, અલૌકિક છે." ( ગીતાજી. ) ૨૬

मूलम्—यत्पादपद्ममकरन्दजुषश्च सन्तः
सर्वत्र निर्विधिनिषेधपथा भ्रमन्ति ॥
पुण्यैनसां यदि महात्मसु नानुवृत्ति–
स्तर्हीश्वरस्य तु कुतः सकलात्मनः सा ॥२७॥

**ભાવાર્થ**:—શ્રીકૃષ્ણચન્દ્રના ચરણકમળની રજને સેવનારા સન્તો સર્વત્ર જગતમાં વિધિ નિષેધરહિત ફરે છે. આવી રીતે મહાત્મા પુરુષોની પાછળ પાપ અને પુણ્ય અનુસરતાં નથી, તો સકલ જગતના આત્મા પરબ્રહ્મ શ્રીકૃષ્ણમાં તે પાપ પુણ્ય શી રીતે અનુસરે ? ( આસુરી જનોને ભગવાન્ સામાન્ય જીવવત્ લાગે છે. પરમ તત્ત્વ તો વિબુધો જાણે છે. )

मूलम्—यं नित्यसिद्धमिह भक्तियुता भणन्ति
केचिद्वदन्ति तमजोपहितं व्रजेशम् ॥

माया यतः खलु परैति विलज्जमाना
मायावृतः स कथमेष परात्परः स्यात् ॥ २८ ॥

**ભાવાર્થ**:—ભક્તિયુક્ત ભક્તો શ્રીકૃષ્ણચન્દ્રને નિત્ય સિદ્ધ કહે છે, કેટલાક માયાથી ઢંકાયલા વ્રજેશ કહે છે, માયા તો જે શ્રીકૃષ્ણના સન્મુખ લજ્જા પામી દૂર ખસી જાય છે; એવા પરથી પર શ્રીકૃષ્ણચન્દ્ર માયાવૃત્ત કેમ કહેવાય ? ૨૮

ભગવાનમાં અપ્રાકૃત ગુણ છે.

मूलम्—ये प्राकृता गुणगणा नहि तेषु तस्मिन्
स्वाभाविकाखिलगुणा निवसन्ति तत्र ।
सत्यादिभिर्हरिरनन्यनिवासिभिः स्वैः
किं मायिकः कथयितुं क्षम एष सद्भिः ॥२९॥

**ભાવાર્થ**:—જે પ્રાકૃત ગુણો છે તે ભગવાનની અંદર નથી, (તેથી તે નિર્ગુણ કહેવાય છે.) ભગવાન શ્રીકૃષ્ણ-ચન્દ્રમાં સ્વાભાવિક અપ્રાકૃત ગુણ રહેલા છે (તેથી તે સગુણ કહેવાય છે.) **અન્યમાં ન રહે એવા સત્યાદિક** ગુણો ભગવાનમાં રહેલા છે તેથી કરી વિદ્વાનો ભગવાન્‌ને માયિક કહી શકે એમ નથી. ૨૯

વેદાન્તમાં શ્રીકૃષ્ણને પરબ્રહ્મ કહે છે.

मूलम्—वेदा यदीयपदमेव निरूपयन्ति
वेद्यः समग्रनिगमैरपि कृष्ण एव ॥

वेदान्तकृच्छ्रुतिरहस्यविदेव सोऽस्ति
मुक्तोपसृप्य इति तं विगा... भजन्ति ॥ ३० ॥

ભાવાર્થ:—વેદો શ્રીકૃષ્ણના ... ચરણકમળનું નિરૂપણ કરે છે, સમગ્ર વેદથી શ્રીકૃષ્ણચન્દ્રનું ... જ્ઞાન મેળવાવાનું છે. ભગવાન્ જ વેદાન્ત રચનાર છે, અને વેદનું રહસ્ય જાણનાર પણ આપ જ છે. જ્ઞાની જનો ભગવાનને મુક્તોપસૃપ્ય–મુક્ત જનથી મેળવી શકાય એવા–કહે છે અને ભજે છે. ૩૦

હવે આ શ્લોકમાં ભગવાનની ક્રીડા-લીલા-નિરોધને અર્થે છે, એવું સૂચવે છે.

मूलम्–आनंदविग्रहसमग्रगुहाशयो यः
सौन्दर्यशेवधिरयं नयनांगणे नः ॥
कुर्वन् निवासमनिशं व्रजभूमिभाजां
क्रीडन् विहारकुशलः कुरुते निरोधम् ॥ ३१ ॥

ભાવાર્થ:—આનન્દ માત્ર કરપાદ, મુખ અને ઉદર વિગેરે જેમનું છે એવા, અને સૌન્દર્યના સમુદ્ર, વિહારકુશળ, આ શ્રીકૃષ્ણચન્દ્ર અમારા વ્રજવાસીઓના નેત્ર રૂપી આંગણાના આગળ હંમેશાં નિવાસ કરતાં અને ખેલતાં અમારો **નિરોધ** તે કરે છે.

વિવેચન—ભગવાન્ સાકાર છે તેમ નિરાકાર પણ છે. સાકાર એટલે "रसो वै सः" "आनन्दमयोऽभ्यासात्" ઇત્યાદિ શ્રુતિ-

ક્ત પ્રમાણુથી આનન્દમય રસઘન આકાર જેમનો સિદ્ધ થાય છે, સાકરની પુતલી સર્વત્ર એક જ સ્વરૂપ છે, તેમ ભગવાન્ સર્વત્ર આનન્દમય છે-' **सर्वतः पाणिपादान्तं सर्वतोक्षि शिरोमुखं** " આ શ્રુતિ આકાર સમર્પક આનન્દ જ અર્થ કરે છે, નિરાકારનો અર્થ જ એ છે કે-પ્રાકૃત આકાર રહિત તે નિરાકાર. " **प्राकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति च भूयः** " આ બ્રહ્મસૂત્રનો એ જ આશય છે, તે નિઃસિમ રસપ્રચુર આનન્દઘન છે, સાકાર બ્રહ્મ જુદું અને નિરાકાર જુદું એવું વેદનું માનવું નથી, માયાથી ભ્રાન્ત થઇ માયાથી બ્રહ્મ એવું સાકાર ભાસે છે, એવું માયાવાદીનું બોલવું તે વ્યાસસૂત્રથી વિરૂદ્ધ છે.

જે વાક્યમાં બ્રહ્મના ધર્મનો નિષેધ છે તેજ વાક્યમાં પુનઃ પ્રતિપાદન છે આવા આનન્દઘન પરમાત્મા રસિક પુરુષોત્તમ ભક્તોનો નિરોધ કરવાને લીલાર્થ પ્રકટ થાય છે, આ લીલાથી ખરેખર નિરોધ થાય છે. શ્રીમદ્ભાગવતના દશમસ્કંધોક્ત સર્વ લીલા નિરોધને માટે જ છે. જો ભગવાન્ પ્રકટ થઇ સ્વકીય લીલા ન દર્શાવે તો ભક્તો શાના ગુણગાન કરી પોતાનો નિરોધ કરે. પ્રકટ થયા પછી યશોદાજી નન્દરાયજી વ્રજજનો ઉદ્ધવજી કંસ વિગેરે સર્વનો નિરોધ પોતાની અંદર કર્યો, ગોપીજનોનો નિરોધ કરી અપરિમિત સર્વોત્કૃષ્ટ ફલ આપ્યું. સારાંશ કે ભગવાનની લીલા એ ભક્તોના નિરોધ કરવાને અર્થે છે એમાં બે મત છે નહિ. દશમસ્કંધના આરંભમાં શ્રીસુબોધિનીજીમાં નિરોધનો અર્થ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે.

**નિરોધનો અર્થ**—શક્તિઓની સાથે આત્માનું એટલે નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્માનું અનુશયન ( એટલે અનુકૂલ શયન સર્વ લીલાસાધક સ્થિતિલીલા ) તે નિરોધ. આમ શુકદેવજી કહે છે.

શ્રીમહાપ્રભુજી તેના ઉપર કહે છે કે—દુર્વિભાવ્ય શક્તિઓ સહિત જગતને વિષે હરિ–શ્રીકૃષ્ણનું ક્રીડન એ નિરોધ. અર્થાત્ નહિ વિચારી શકાય, નહિ તર્ક કરી શકાય, નહિ જાણી શકાય એવી નિજ શક્તિઓ સહિત જગતને વિષે શ્રીકૃષ્ણની સ્થિતિ, શ્રીકૃષ્ણની ક્રીડા, શ્રીકૃષ્ણ પોતાની વિવિધ શક્તિઓ સહિત જગતને વિષે શ્રીકૃષ્ણની પ્રાકટયાદિ લીલા એ નિરોધનો ખરો અર્થ છે.

**આત્માનું અનુશયન એ નિરોધ, એવો અર્થ થયો તેમાં આત્મા એટલે શું ?—**

આત્મા એટલે નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્મા એવો અર્થ ગ્રહણ કરવો. એમ વેદવ્યાસજી બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયના પ્રથમપાદસ્થ પંચમ સૂત્રમાં જ કહે છે "**गौणश्चेन्नात्मशब्दात्**" '**कृष**' સત્તાવાચક છે '**ण**' નિવૃત્તિ વાચક છે આં બન્ને મલી નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્મા પુરુષોત્તમ શ્રીકૃષ્ણ એવો અર્થ કરે છે "**कृष्णस्तु भगवान् स्वयम्**" ઇત્યાદિ વાકયમાં પણ શ્રીકૃષ્ણ જ મુખ્ય પરબ્રહ્મ છે એવું વર્ણન કર્યું છે, આ શ્રીકૃષ્ણ ભગવાનનું શક્તિઓ સાથે અનુશયન એ નિરોધ એવો અર્થ થયો.

**હવે અનુશયન એટલે શું—**

અનુશયનમાં અનુ અને **શયન** એવા બે શબ્દ છે, અનુનો અર્થ '**અનુરૂપ**' અથવા 'અનુકૂલ' એવો થાય છે. "શયન" નો અર્થ સ્થિતિ થાય છે અનુશયન એટલે અનુકૂલ સ્થિતિ.

ઉપરના મુખ્યાર્થ સાથે હવે આ શબ્દાર્થ જોડીએ. શક્તિઓ સાથે નિર્ગુણ પરબ્રહ્મ પરમાત્મા પુરુષો શ્રીકૃષ્ણ ભગવાનની અનુકૂલ સ્થિતિ એનું નામ નિરોધ. શ્રીકૃષ્ણની સ્થિતિ લીલાને અર્થે જ છે. શ્રીકૃષ્ણ લીલાને લાયક સ્થિત કરે છે. ત્યારે હવે નિરોધ એટલે

શક્તિઓ સાથે શ્રીકૃષ્ણની લીલાનુકૂલ સ્થિતિ, એમ અર્થ નિર્ણય થયો. સ્થિતિ પણ એક જાતની લીલા જ છે, શ્રીકૃષ્ણની સર્વ લીલા સ્થિતિ લીલાને અધીન છે, શ્રીકૃષ્ણની સ્થિતિ જ સર્વ લીલા સાધક છે તેથી શકિતઓ સાથે શ્રીકૃષ્ણની સર્વ લીલા સાધક સ્થિતિલીલા તે નિરોધ એમ નિશ્ચય થયો. પરબ્રહ્મ પરમાત્મા કોઇ વખત જગદુદ્ધાર કરવા પૂર્ણ અખંડરૂપે પ્રાદુર્ભાવ પામે ત્યારે શ્રીકૃષ્ણ કહેવાય. શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ જગતને વિષે જ થાય છે, પ્રપઞ્ચને વિષે શ્રીકૃષ્ણ પ્રકટ થઇ સ્થિતિ કરે છે, જગતમા શ્રીકૃષ્ણ પ્રકટ થઇ સ્થિતિ કરે છે, અને શકિતઓ સાથે પોતે રમણ કરે છે, એ નિરોધ શબ્દનો સ્પષ્ટ અને સુંદર અર્થ શ્રીમહાપ્રભુજીએ પ્રકટ કર્યો.

હવે નિરોધનો યૌગિક અર્થ કહેવાય છે—

નિરોધ શબ્દમાં 'નિ' અને 'રોધ' એમ બે ભાગ છે 'નિ' એટલે અધિક અત્યન્ત વિશેષ, 'રોધ' એટલે રોકાણ,ભકતનો અત્યન્ત રોધ તેને નિરોધ કહેવાય, પ્રપઞ્ચનું મનથી જરાપણ સ્મરણ નહિ કરતાં ભગવલ્લીલામા સુદૃઢ થાય તે નિરોધ કહેવાય "**य आस्ते मनसा स्मरन्**" આ ગીતા વાક્યમાં કહ્યું છે કે કર્મેન્દ્રિયને રોકી રાખે પણ જો મનથી ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરે તો તે મિથ્યાચાર-મૂર્ખ કહેવાય છે. માટે પ્રપઞ્ચની વિસ્મૃતિ પૂર્વક ભકતનો રોધ ભગવાનને વિષે થાય તેજ પરમ સુખરૂપ છે. ભગવદાસકિત રૂપ છે. ભગવલ્લીલામાં આસકિત થતાં નન્દાદિ ગોપો સંસારની વેદના પણ ભૂલી ગયા. એટલું જ નહિ પણ ભગવાનની સાથે શય્યા, આસન, બોલવું, રમવું વિગેરે કરતાં પોતાના આત્માને પણ ભૂલી ગયા એવું આ શ્લોકમાં કહે છે.

इति नन्दादयो गोपाः कृष्णरामकथां मुदा
कुर्वतो रममाणाश्च नाविदन्भववेदनाम्
शय्यासनाटनालापस्नानक्रीडाऽशनादिषु
न विदुः सन्तमात्मानं वृष्णयः कृष्णदेवताः ।

આમ ભાગવત શાસ્ત્રમાં નિરોધ સુપ્રસિદ્ધ જ છે.

" ક્રીડા યુક્ત હરિનું પ્રપઞ્ચ વિષે પ્રાકટ્ય થવું " એ નિરોધનો રુઢ અર્થ છે, અને પ્રપઞ્ચવિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ થવી એ નિરોધનો યોગિકાર્થ છે આ બીજો અર્થ ભક્તમાં અને ભગવાન્માં એમ બન્નેમા ઘટે છે. પ્રપઞ્ચવિસ્મૃતિ પૂર્વક ભગવાન્ ભક્તમાં આસક્ત થાય છે. ભક્ત ભગવાન્માં આસક્ત થાય છે આમ બે અર્થ થાય છે. ભગવાન્ની ઉત્તમ ઉત્તમ લીલામાં નિરૂદ્ધ થએલો ભક્ત પ્રપઞ્ચનું વિસ્મરણ કરીને ભગવાન્માં આસક્ત થાય છે, ભગવદ્વશ થાય છે, ભગવાન્ શીવાય તેને ઇતરભાન રહેતું નથી, તેમ આવા પુષ્ટિભક્તની ભક્તિરૂપી લીલાથી નિરુદ્ધ થએલા ભગવાન્ પણ સર્વ વિસ્મરણ કરીને ભક્તમા જ આસક્ત થાય છે. ભક્તવશ થઇ જાય છે. "अहं भक्तपराधीनः" ઇત્યાદિ પોતે વદેલી પ્રતિજ્ઞા પ્રમાણે વર્તે છે, ભક્તને ત્યજી બીજે સ્થલે ગતિ પણ કરતા નથી. જો શ્રીમદાચાર્યચરણનો આશ્રય કરવામા આવે તો આધુનિક ભક્તોને પણ આવો નિરોધ રૂપી મહત્ફલ મલે, એમાં નવાઇ નથીજ

નિરોધનો અર્થ પ્રલય પણ થાય છે.

" જેમાંથી ઉત્પત્તિ અને પ્રલય થાય છે તે પર બ્રહ્મ પરમાત્મા આશ્રય છે " આ દ્વિતીય સ્કન્ધના વાક્યમાં નિરોધનો અર્થ પ્રલય કર્યો છે. અત્ર નિરોધનો અર્થ પ્રપઞ્ચ પ્રલય કરવો યોગ્ય પણ છે.

પ્રપઞ્ચપ્રલય અર્થ કરવાથી આપણને દૂષણ નથી, કારણ કે ભગવાન્ ભૂતલ ઉપર પ્રકટ થઇને પ્રપઞ્ચવિસ્મૃતિપૂર્વક નિજ આસક્તિનું ભક્તને દાન કરે છે. અને પ્રપઞ્ચનો લય અથવા પ્રલય કરે છે. ભગવાન્‌માં આસક્તિ થતાં ભક્તની પ્રપઞ્ચનો લય થાય છે જ, જ્યારે આ પ્રપઞ્ચ દેહ લય પામે છે ત્યારે લીલોપયોગી દેહ પ્રાપ્ત થાય છે. ભક્તના પ્રપઞ્ચનો અભાવ થાય નાશ થાય પ્રલય થાય એનું નામ પણ નિરોધ જ કહેવાય છે. આમ શ્રીમદાચાર્યચરણને સંમત છે. ભક્તની પ્રપઞ્ચને ઉત્પન્ન કરનારી શક્તિઓને સ્વરૂપમાં શયન કરાવીને અર્થાત્ તે શક્તિઓનો તિરોભાવ કરીને ભગવાન્ બિરાજે છે, તેથી ભક્તનો પ્રપઞ્ચ લય પામે છે. આવો ભાવાર્થ કાઢવાથી આપણે નિરોધનો પહેલો અર્થ કરતાં જે અનુશયન શબ્દ આવ્યો હતો તેનો અર્થ અનુકૂલ શયન એવો કરવામાં આવ્યો હતો,તે અર્થને આ અર્થ મલતો આવે છે,આ ઉપરથી પ્રલય પદનો ખરો અર્થ એ નિકલ્યો કે-

**ભગવાન્ સ્વચ્છન્દ લીલાથી નિરોધ કરવા લાયક ભક્તના દેહાદિક સકલ પ્રપઞ્ચને વિષે આનન્દ પ્રવેશાવી તિરોહિત આનન્દનો પણ આવિર્ભાવ કરાવે છે, ત્યારે ભગવદાનન્દનો અનુભવ કરવા લાયક અલૌકિક દેહ પ્રાપ્ત થાય છે. અનેજડતા વાલો દેહ–પૂર્વપ્રપઞ્ચ–બધો લય પામે છે. આ જ ખરો અર્થ પ્રલયનો છે.**

નિરોધના—સ્પષ્ટ ત્રણ અર્થ ઉપર વિવેચન.

૧. પ્રપઞ્ચને વિષે નિજ શક્તિઓ સાથે ભગવાનની લીલા,તે નિરોધ.

૨. પ્રપઞ્ચવિસ્મૃતિપૂર્વક ભક્તની ભગવાન્‌માં આસક્તિ, તે નિરોધ.

૩. ભક્તના પ્રપઞ્ચનો લય, તે પણ નિરોધ.

આમ નિરોધના ત્રણ અર્થ થયા છે. આ ત્રણ અર્થમાં પણ

એક ખુબી છે. આ ત્રણમાં ભગવાનની લીલા એ કરણ છે. ભગવદા સક્તિ એ વ્યાપાર છે, અને ભક્તના પ્રપઞ્ચનો પ્રલય થવો એ ફલ છે, આ કરણ વ્યાપાર અને ફલ ત્રણેનું નિરોધ શબ્દથી ગ્રહણ થાય છે તેથી એવું સિદ્ધ થયું કે–ભક્તના પ્રપઞ્ચીની વિસ્મૃતિ કરી ભગવાનની આસક્તિ રૂપ નિરોધવ્યાપાર કરીને પોતાના ભક્તનો પ્રપઞ્ચલય કરીને ભક્તનો રસાત્મક નિરોધ કરે છે. એવી નિરોધની બલહારી છે. અગ્નિના સ્પર્શ શિવાય એકલું કાષ્ઠ અગ્નિરૂપ થવા સમર્થ નથી. જ્યારે કાષ્ઠને અગ્નિનો સ્પર્શ થાય છે ત્યારે તે અગ્નિરૂપ થાય છે, તેમ લૌકિક પદાર્થમા પ્રભુ જ્યાં જ્યા પ્રવેશ કરે ત્યાં ત્યાં બ્રહ્માત્મક થાય છે, પ્રકટ સચ્ચિદાનન્દ રૂપ થઇ જાય છે. ભક્તના દેહેન્દ્રિયાદિ સર્વ પ્રપઞ્ચ ભગવદ્રૂપ થઇ જાય છે દેહાદિકમાં ચૈતન્ય અને આનન્દ પ્રવેશ કરતા જ જડતાદિપ્રપંચ ભાવનો પ્રલય જ થઇ ફલરૂપ નિરોધ સિદ્ધ થાય છે. આવી દશામા પ્રપંચને વિષે ભક્ત સ્થિતિ કરે તોપણ ભક્તને પ્રપંચની અત્યન્ત વિસ્મૃતિ જ થઇ જાય છે. ભક્તના પ્રપંચરૂપ હરિ બની જાય છે તેથી પ્રપંચમાં પણ શ્રીકૃષ્ણનો આનન્દ જ અનુભવે એવો અલૌકિક દેહ પ્રાપ્ત થાય છે. **પ્રપંચમાં પણ શ્રીકૃષ્ણચન્દ્રના આનન્દનો અનુભવ થાય એવો અલૌકિક દેહ આપવાનું સામર્થ્ય શ્રીયમુનાજીનું છે.** આ સિદ્ધાન્ત ભુલાવવો ન જોઇએ. પ્રથમ ફલરૂપ નિરોધનો અનુભવ થાય છે પછી ભક્તનો લીલામાં પ્રવેશ થાય છે, આ નિત્યલીલા પ્રવેશ થાય તેનું નામ આ ભક્તિમાર્ગમાં ખરેખરી આનન્દ સ્થિતિ કહે છે.

આ પ્રમાણે ભક્તિથી ત્રિવિધ નિરોધ સિદ્ધ થાય છે. નિરોધથી નિત્યલીલા પ્રવેશરૂપ મુક્તિ સિદ્ધ થાય છે અને મુક્ત થતાં ભગવાદાશ્રય સિદ્ધ થાય છે. આમ કાર્ય કારણનો સંબંધ છે, માટે ભક્તિ

એ જ ગરીયસી છે. આ નિરોધ નિઃસાધન ભક્તનો દર્શો છે—

* શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય નિઃસાધન જનનો ઉદ્ધાર કરવાને જ છે. શાસ્ત્રીય સાધનવાલા જીવોનો નિરોધ તો યોગાદિ શાસ્ત્રથી કદાચિત્ થાય તેથી તેમને માટે આ નિરોધનું તાત્પર્ય નથી. પણ નિઃસાધન જનને અર્થે છે. આ પ્રમાણે નિરોધનો અર્થ કર્યો.૧

मूलम्—चार्वाब्जपत्रनयनो वनमालधारी
पीतांबराहृतकटिर्मृदुपादचारी ॥
मायूरपिच्छरमणीयशिरा मुरारी
रम्यावतंससुषमो निलदेहधारी ॥ ३२ ॥

ભાવાર્થ—સુંદર કમલપત્ર સમાન નેત્રવાળા, વનમાલાને ધારણ કરનારા, કોમલ ચરણથી ચાલનારા, મયૂરપિચ્છથી રમણીય દેખાતા શ્રીમસ્તકવાળા, સુંદર કર્ણભૂષણ ધારણ કરનારા, નિલ દેહધારી, આ મુરારી શ્રીકૃષ્ણચંદ્ર છે.

मूलम्—बिम्बाधरो मधुरमञ्जुवचा मुरारि-
र्नादाय वै करगृहीतवरेण्यवेणुः ॥
चन्द्राननः कलकपोलललामरूपो
धेनूर्वनस्य भुवि चारयितुं चरिष्णुः ॥३३॥

* નિઃસાધન જનનો ઉદ્ધાર કરવા પ્રભુ પ્રકટ થયા છે. એ શ્રીસુબોધિનીજીમાં વિસ્તારથી વિવેચન છે.

૧ આથી વિશેષ નિરોધ લક્ષણમાં જોવું.

**ભાવાર્થ**:—બિંબના સમાન અધરોષ્ઠવાળા, મધુર અને સુન્દર બોલતા, શ્રીહસ્તમાં ઉત્તમ સ્વર કરતા વેણુને નાદાર્થે ધારણ કરનારા, ચન્દ્ર સમાન મુખવાળા, મધુર કપોલ ( ગાલ ) થી સુન્દરરૂપ જેમનું દેખાય છે એવા મુરારિ શ્રીકૃષ્ણચન્દ્રે વનસ્થલિમાં ગાયો ચારવાને જવાની ઇચ્છા કરી. ૩૩

मूलम्—भक्तान्निजानुपमरूपसुधानिमग्नान्
स्वानन्दभाज इह कारयितुं यदेशः ॥
वेणुं वरं रणयते मधुरं वनेऽसा·
वन्योन्यधर्मसहिता जडचेतनास्तत् ॥३४॥

मूलम्—कृष्णास्यपूर्णविवरोऽकृत रम्यवेणुः
सिद्धाङ्गनासु कुसुमेषुशरोग्रपीडाम् ॥
गावो मृगा व्रजवृषा द्विजदष्टघासा—
श्चित्रार्पिता इव भवन्ति मुदोपकृष्णम् ॥३५॥

मूलम्—कृष्णाधरार्पितसुधे स्वनतीह वेणौ
तत्पादपांसुमनसः सरितश्च रुद्धाः ॥
वृक्षा लताश्च सुमनसः फलभारनम्राः
सत्प्रेमहृष्टतनवोऽन्तरविष्णवश्च ॥ ३६ ॥

मूलम्—वंशीरवे श्रवणमार्गगते च तस्य

हंसादयो हृतहृदो नयने निमील्य
चित्तं नियम्य खलु कृष्णमुपासते ते
छायां करोति च घनः सुमनोऽभिवर्षी ॥३७॥

मूलम्—ब्रह्मेश्वरादिविबुधा उपधार्य नादं
ते कश्मलं ययुरनिश्चितनादतत्त्वाः ।
अल्पीयसी मम मतिर्गदितुं न जाने
वेणोः प्रभावमतुलं कथये कथं त्वाम् ॥३८॥

मूलम्—व्यासादयो भगवतः कृपया समाधौ
वेणोः प्रभावमनुभूय च वर्णयन्ति
आकर्ण्य तं रसविदः प्रवणा भवन्ति
प्रोक्तं चरित्रमपि तस्य जनैरुदारम् ॥ ३९ ॥

ભાવાર્થ:—આ શ્રીકૃષ્ણ પોતાના ભકતોને કોઈની ઉપમા ન આપી શકાય એવા અમૃતરસમાં નિમગ્ન કરવાને અને સ્વકીય આનન્દને અર્પવાની ઇચ્છા કરે છે ત્યારે વનમાં આ પ્રભુ સુન્દર વેણુનાદ કરે છે તે વખતે જડ ચેતનમાં પરસ્પર ધર્મો સ્ફુરે છે. ૩૪

હે સખિ—શ્રીકૃષ્ણચન્દ્રના મુખારવિન્દથી છિદ્ર પુરાય છે એવો આ સુન્દર વેણુ સિદ્ધ-દેવાંગનાઓમાં કામાગ્નિની તીવ્ર પીડા કરે છે, ગાયો, મૃગો, વૃષભો, પણ

વેણુનાદ સાંભળી ચિત્રમાં ચિત્રેલાં હોય એમ હર્ષમાંને હર્ષમાં મુખમાં ગૃહેલા ઘાસને ચાવવાનું ભુલી જઈ શ્રીકૃષ્ણચન્દ્ર સમીપ ઉભાં રહે છે. ૩૫

હે સખિ ? જ્યારે શ્રીકૃષ્ણચન્દ્રના અધરામૃતથી સિંચાતો આ વેણુ નાદ કરે છે ત્યારે શ્રીકૃષ્ણચન્દ્રના ચરણકમલરજની ઇચ્છાવાળી આ નદિઓ સ્થિર થઈ જાય છે. વૃક્ષ, લત્તા વિગેરે તો પુષ્પ ફલના ભારથી નમી જાય છે, પ્રેમના આવેશમાં રોમાંચ ઉભાં થાય છે. કારણ કે એ વેણુનાદ સાંભળનાર જડ પદાર્થો પણ અન્તરમાં વૈષ્ણવ છે. ૩૬

હે સખિ ? હું વેણુનાદનું કેટલું વર્ણન કરૂં ? આ શ્રીકૃષ્ણચન્દ્રનો વેણુરવ સાંભળતામાત્રમાં જ હંસાદિક પ્રાણીનું હૃદય ખેંચાઈ જતાં નેત્રને મીચી ચિત્તને સ્થિર કરી હૃદયમાં શ્રીકૃષ્ણચન્દ્રની ઉપાસના કરે છે, પુષ્પવૃષ્ટિ કરનાર મેઘ આ સમયે સુન્દર છાયા કરી રહ્યો છે. ૩૭

હે સખિ ? બ્રહ્માદિ દેવો આ અપૂર્વ નાદને સાંભળીને ( ઘણા વિચારમાં પડયા ) તો પણ નાદના રહસ્યને નહિ સમજી શકવાથી પશ્ચાત્તાપ કરવા લાગ્યા, તો અલ્પ બુદ્ધિની હું આ અનહદ વેણુના પ્રભાવને તારા આગળ કેવી રીતે વર્ણવી શકું ? તેને વર્ણવાને મારી શક્ત નથી. ૩૮

વ્યાસાદિક પણ ભગવાનની કૃપાથી સમાધિમાં વેણુના પ્રભાવને સમજી શ્રીમદ્ભાગવત વિગેરેમાં વર્ણવે છે, રસજ્ઞો આ વેણુનાદના પ્રભાવને સાંભળીને અત્યંત હર્ષિત થાય છે, અને તેમના ચરિત્રનું ઉદાર વર્ણન પણ વર્ણવે છે ૩૯

## વિવેચન—વેણુનાદનો દ્વાદશધા પ્રભાવ.

" एव वेणुर्द्वादशधा फलतीति निरूपितः "

' श्रीसुबोधिनीजी '

હરિની સર્વોત્તમ લીલા વેણુનાદપુરઃસર થાય છે. પ્રથમ વેણુનાદ પછી સર્વોત્તમ લીલા. વેણુનાદના પણ અધિકારી હોય છે. અન્યથા વેણુનાદ ફલિત ન જ થાય. વેણુનાદનું ફલિત દ્વાદશ (૧૨) પ્રકારે થયું. દેવસ્ત્રી, ગાયો, સરિત્, વૃક્ષ, લતા, પક્ષી, મેઘ, બ્રહ્માદિ ગોપિકા, હરિણી, દેવ, અને ગાંન્ધર્વમાં થયો* નાદનો અનુભવ પ્રથમ સ્ત્રીઓમા કહેવાય છે. સ્ત્રીમાં પ્રાધાન્ય ગણતાં દેવ સ્ત્રીઓ મુખ્ય ગણાય તેથી પ્રથમ દેવ સ્ત્રીમાં નાદપ્રભાવ પ્રસર્યો. વેણુનાદ પાચ પ્રકારે છે. મુખની બે બાજુ કરે, સમતાથી,ઉપર,અને અધઃ,આમ વેણુ ધારણ કરવાથી પંચધા થાય છે, મુખારવિન્દની બે બાજુ પૈકી વામપરાવૃત્ત વેણુ તો સ્ત્રીઓને કામોદ્દિપક છે. અને દક્ષિણાવૃત્ત વેણુ સ્ત્રી અને પુરુષ ઉભયને કામોદ્દિપક છે. દેવોને ઉચ્ચાવૃત્ત વેણુ કામોદ્દિપક છે. પશુ પક્ષિઓને અધઃપ્રાવૃત્ત વેણુ કામોદ્દિક છે. અને સમતાથી સર્વને અને અચેતનને કામોદ્દિપક છે."માનુષ ભાવથી દેવભાવ મહાન્ છે.તેથી મનુષ્યાવતારથી દેવસ્ત્રીઓને વખતે ભ્રમ નહિ થાય." આમ ધારી પ્રભુએ દેવસ્ત્રીઓને અર્થે વેણુનાદમાં ભ્રૂવિલાસ યોજ્યો, વામ બાહુ ઉપર વામ કપોલ મુકી દક્ષિણ ભ્રુકુટિનો વિલાસ યોજ્યો, એટલે દેવ સ્ત્રીને કામોદ્દિપન થાય જ. દેવસ્ત્રીઓને લોભાત્મક અધરનું જ ફલ મલ્યું છે. વેણુનાદને સાંભળી વિરહક્લેશ જ તેમને પ્રાપ્ત થયો, પરમાનન્દ નહિ. આ જ કારણથી વેણુનાદ મન્દપ્રકારથી કર્યો. જ્યારે રન્ધ્રને અંગુલિસ્પર્શ કોમલતાથી થાય ત્યારે મન્દસ્વર નાદ થાય

* " अनुभावस्तु नादस्य स्त्रीषु पूर्वमुदीर्यते '

જ્યારે રન્ધ્રને ગાઢસ્પર્શ થાય ત્યારે તાર નાદ થાય, મધ્યમ સ્પર્શ થાય ત્યારે મધ્યમ નાદ થાય. મુકુન્દ ભગવાનને નાદથી જગતને શુદ્ધ કરી મોક્ષ આપવાંજ આ નાદ કર્યો હતો, પરંતુ મોક્ષના અનધિકારીને આ નાદથી કામ જ થયો. આ અનધિકારી દેવસ્ત્રીઓ હતી, વિમાનમાં બેસી આકાશ માર્ગે જતી દેવસ્ત્રીઓ સર્વ સિદ્ધિઓ યુક્ત હતી, ભગવાન્ શીવાય ઇતર સર્વ અર્પવા સમર્થ હતી. ગાનમાં નિપુણ હતી, તેથી નાદ સાંભળતાં પ્રથમ તો વિસ્મય પામી કે આવો નાદ કોઈ દિવસ સાંભળ્યો નથી, આગલ વધતાં નાદથી અલ્પ કામોદ્ભવ પણ થયો, સ્વાર્થ જાણશે જાણી પછી લજ્જિત થઇ. કામ વધી ગયો. જેમ લુટારા આગળ મારની બીક ભિરુ પોતાનું સર્વ સોપી દેછે, તેમ દેવસ્ત્રીએ કામબાણના મારથી સ્વકીય ચિત્ત સાંપી દીધું, તો પણ કામ વધી પડયો.કામ પીડાથી મૂર્ચ્છા પણ આવી ગઇ, કટિવસ્ત્ર ખસી ગયું પણ મૂર્ચ્છામાં કોને ભાન રહે છે ? હે પ્રભો ? આવો આપનો વેણુનાદ ? (આવી રીતે પશુ વિગેરે જે વેણુનાદનો પ્રભાવ અનુભવ્યો છે તેનું વર્ણન વેણુગીતની શ્રીસુબોધિનીમાં છે.) ૩૯

ભગવાનના બાલચરિત્રાદિનું પૃથક્ પૃથક્ વર્ણન કરે છે.

मूलम्--केचित्तु बालचरितानि मनन्ति विष्णोः
केचित्किशोरचरितेषु निबद्धभावाः ॥
केचित्स्मरन्ति जगदीश्वरराजलीलां
भक्तान्पवित्रयति बत्त्रिविधं चरित्रम् ॥४०॥

**ભાવાર્થ**:—કેટલાક ભગવાનનાં બાલ ચરિત્રનું મનન કરે છે, કેટલાક કિશોર ચરિત્રમાં દૃઢ ભાવયુક્ત છે, કેટલાક જગદીશ્વરની રાજલીલાનું સ્મરણ કરે છે આમ ભગવાનનું ત્રિવિધ ચરિત્ર સર્વત્ર ભકતોને પવિત્ર કરે છે.

**વિવેચન**—નિજ સ્વરુપનું પ્રાકટય કર્યા પછી પ્રમાણાત્મક બાલલીલાનો સ્વીકાર કરીને શ્રીવ્રજજનને પ્રેમનું દાન કરે છે, પ્રમેયાત્મક ગોચારણાદિ લીલાનો અંગીકાર કરીને શ્રીવ્રજજનને આસક્તિનું કરે છે અને સાધનાત્મક શ્રીગોવર્ધનોદ્ધરણાદિ લીલાનો સ્વીકાર કરીને શ્રીવ્રજજનને વ્યસનનું દાન કરે છે. નિઃસાધન શ્રીવ્રજજનને આ ઉત્તમ પ્રકારે પ્રમાણરૂપ પ્રેમ, પ્રમેયરૂપ આસક્તિ અને સાધનરૂપ વ્યસનનું સ્વરૂપતઃ દાન કરીને ઉત્તમ ફલ અર્પ્યું, તે ફલ સાધારણ નહિ પરંતુ બ્રહ્માનન્દથી પણ અધિક,પરમ વિમલ,ભજનાનન્દાત્મક,પુષ્ટિમહા રસરૂપ શ્રીરાસોત્સવાદિ નિત્ય લીલામાં મધ્યપાતાત્મક, ઉત્તમ ફલનું દાન કર્યું. નિરોધના મહત્ફલરૂપ સારસ્વત કલ્પમાં પ્રકટેલા પ્રભુની એકાદશ વર્ષની શુદ્ધપુષ્ટિમાર્ગીય લીલાનો આટલામાંજ સમાવેશ થાયછે.

निरोधलीलामाश्रित्य भक्त्यै भक्तेन रूपितम् ।
बाललीलानामपाठात् श्रीकृष्णे प्रेम जायते ॥
आसक्तिः प्रौढलीलाया नाम्नां पाठाद् भविष्यति ।
व्यसनं कृष्णचरणे राजलीलाविधानतः ॥
"त्रिविधलीलानामावलिः"

નિરોધલીલાને ઉદ્દેશીને ભક્તે ભક્ત્યર્થ કહ્યું છે. બાલલીલાના પાઠથી શ્રીકૃષ્ણમાં પ્રેમ થાય છે. પ્રૌઢલીલાના પાઠથી આસક્તિ થાય છે, રાજલીલાના પાઠથી શ્રીકૃષ્ણચરણમાં વ્યસન થાય છે.

**स्वकीयेषु स्वविषयकभावोत्पादनं यया लीलया क्रियते सा निरोधशब्दवाच्या. ( श्रीसुबोधिनीजी )**

જે લીલાથી ભગવાન્ સ્વકીયોમાં પોતાનો ભાવ ઉત્પાદન કરે તેને નિરોધ કહેવાય છે. અર્થાત્ ભગવાન્‌ની લીલા જ એવી છે કે તેનાથી પ્રેમ આસક્તિ વ્યસન અને તેનાથી ઉત્તમોત્તમ નિરોધ થાય છે.

**ભગવાન્‌ને બાલ્યપૌગણ્ડાદિ અવસ્થાથી લૌકિકત્વ છે ?**

**શંકા**—ઉપાસ્યરૂપમાં બાલ્યપૌગણ્ડાદિ અવસ્થા પણ કહેવામા આવે છે, બાલ્ય પછી પૌગણ્ડાવસ્થા કિશોરાવસ્થા આવી રીતે ભગવદ્‌-વિગ્રહ જો વિકારવાળું થાય તો ન્યૂનાધિક ભાવ દોષ લાગે અને સચ્ચિદાનન્દત્વમાં હાનિ આવે. કારણ કે પ્રભુ તો સદૈવ એકરૂપ છે.

**સમાધાન**-ભગવાનને શ્રુતિમાં "**सर्वतः पाणिपादान्तम्**" કહેલા છે પ્રભુ સર્વત્ર વ્યાપક છે. ભગવાન્ "**सर्वरसः**" છે. રસાત્મક ભગવાન્ સર્વ અવસ્થામાં એકરસ એક રૂપ જ છે. ભક્તની દૃષ્ટિએ તેવી અવસ્થા દેખાય છે. તેનું કારણ એકે ભક્તને જેવા રૂપથી લીલા રસનો અનુભવ કરવાની ઇચ્છા અને ભગવાન્‌ની લીલા રસનો અનુભવ કરાવવાની ઇચ્છા થાય તે પ્રમાણે ક્રમે યોગમાયાનું અપસરણ કરી બાલ્યાદિભાવ પ્રકટ કરે છે.

જ્યારે ભગવદ્‌વિગ્રહ પ્રાકૃત હોય કે કાલોપાધિજન્ય હોય કે ન્યૂનાધિક પરિણામ થતું હોય તો લૌકિકત્વ દોષ આવે પરંતુ તેમ નથી. રસરૂપ ભગવાન્ સર્વાવસ્થામા એકરસ છે, એકરૂપ છે.

**" नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः । मूढोयं नाभिजानाति लोकोमामजमव्ययम्"॥**

"ભગવાન્ યોગમાયાથી સમાવૃત્ત થઇ સર્વને પ્રકાશ થતા નથી. મૂઢ લોક અજ, વિકારરહિત એવા મારા સ્વરૂપને જાણતા નથી. માટે વિકારરહિત ભગવાન્‌માં વૃદ્ધિહ્રાસ દોષ નથી જ. આવરણનાં અપસરણ થતાં આકાશ જેમ સ્પષ્ટ દેખાય તેમ વ્યાપક સચ્ચિદાનન્દ વિગ્રહના

આવરણ ભૂત યોગમાયાનું ક્રમે ક્રમે અપસર કરીને ભક્તોને તે તે લીલા રસનો અનુભવ કરવાની ઇચ્છાઓ પૂર્ણ કરવા તે તે અવસ્થા દર્શક રસાત્મક પ્રભુ ભક્ત આગળ પ્રકટ થાય તેને વૃદ્ધિહ્રાસ દોષ કોણ કહી શકશે. ?

જ્યાં અધિષ્ઠાનની અપેક્ષા વગર સ્વયમેવ શુદ્ધ સાકાર બ્રહ્મ આવિર્ભાવ પામે છે. તે બ્રહ્મ સ્વયં પૂર્ણ ભગવાન્ કહેવાય છે, આ જ શ્રેષ્ઠતા છે. इति व्यापित्वाच्च समञ्जसम् ३-३-५

" अत एव सर्वतःपाणिपादान्तत्वं स्वस्मिन्स्फुटं ज्ञापयितुम् तोकादिभावेन आविर्बभूव तेन यादृग्यादृग्लीलाविशिष्टं यद्यद् बाल्यपौगण्डाद्यवस्थाविशिष्टं तत्तद्रूपं नित्यमेवेति जानिमः "

इति श्रीमत्प्रभुचरणाः अ. ३.३.३. भाष्यम्

પોતાનામાં સર્વત્ર પાણિપાદન્તત્ત્વ છે એવું સ્પષ્ટ કરવાને બાલ્યાદિભાવે કરીને પ્રકટ થયા, તેથી જેવી જેવી લીલા વિશિષ્ટ જે જે બાલ્યપૌગણ્ડાદિ અવસ્થા વિશિષ્ટરૂપ પ્રકટ કરે છે તે તે અમે નિત્ય જ જાણીએ છીએ.

શ્રીમહાપ્રભુજી વેણુગીતના બર્હાપીડ શ્લોકાન્તર્ગત **नटवरवपुः** નું વિવેચન શ્રીસુબોધિનીજીમાં કરતાં જણાવે છે કે—

જ્ઞાનમાર્ગીયો એમ માને છે કે—ભગવાન્ તો હૃદયમાં જ સ્થિતિ કરે છે. વપુ ધારણ કરી બહાર પ્રકટ થતા નથી. અને સ્વરૂપથીજ અતિરિક્ત વપુ જ નથી માટે વપુ ધારણ એ કેમ સંભવે ?

આ જ્ઞાનમાર્ગીઓની આવી માન્યતા ખોટી છે.જ્ઞાનીને હૃદયમાં જ સુખ થાય છે તેથી જ્ઞાની એમ બોલે છે. ભક્તને પ્રકટ વપુનો અનુભવ થાય છે, શ્રીગોપીજનને અર્થે તો રસાત્મક વપુ ધારણ કર્યું છે. ભગવદ્-

વપુ વિપ્રયોગ શૃંગારરસઅને સંયોગ શૃંગારરસ એ બન્ને પ્રકારના ઉદ્બુદ્ધ શૃંગાર રસાત્મક છે. રસ આકૃતિ રહિત છે. રસ ભાવાત્મક છે તે ભાવાત્મક રસ સ્વકીયમાં જ પ્રકટ કરે છે તેથી લોકમાં તે રસની આકૃતિ—વપુ—ને ભાન થતું નથી. વપુ ધારણ કરે ત્યારે પોતાના સ્વરૂપને બહાર પ્રકટ કરી જે ભક્તની ઇચ્છા પૂર્ણ કરવી હોય તે કરે છે. બ્રહ્મ આ જ કારણથી સાકાર છે. નિત્ય રસાત્મક વપુ ધારણ કરીને પોતે વૃન્દાવનમાં પ્રવેશ કર્યો હતો.માટે જો જ્ઞાની માફક હૃદયમાં જ પ્રાકટ્ય હોય તો બહાર પ્રકટ દર્શન થાય નહિ. લીલાસ્વાદ પૂર્ણ લેવાય નહિ, બહાર પ્રાકટ્ય થાય ત્યારે જ સર્વેન્દ્રિયથી ઉપભોગ થઇ શકે છે. જ્ઞાની કરતાં ભક્તના ભોગમા આ વિશેષતા છે.

જો કે ભગવાન્ લૌકિક ચક્ષુથી જોઇ શકાય નહિ એવા છે તો પણ સર્વેન્દ્રિયથી ભોગવવાની ઇચ્છાવાળા વિરહી ભક્તને અર્થે પોતાના સ્વરૂપનું બહાર પ્રાકટ્ય કરે છે. ભગવાન્ જ વપુ એવો અર્થ નથી પરન્તુ ભગવાને ભક્તને અર્થે સ્વાભિન્ન વપુનું બહાર પ્રાકટ્ય કર્યું છે. આવી રીતે જો વપુનું પ્રાકટ્ય ના કરે તો ભગવાનની સાથે ભગવાન્‌ની સર્વ ઇન્દ્રિય સહ રમણ કરવાની ઇચ્છાવાલા વિરહી ભક્તને સુખને બદલે દુઃખ થાય, પ્રાણ જાય, માટે ભક્તાર્થ વપુ ધારણ કરે છે. એવું "कः अन्यात् कः प्राण्यात्" ઇત્યાદિ શ્રુતિ સદૈવ એમ જ વદે છે.

**क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।**
**तदा सर्वसदानन्दं हृदिस्थं निर्गतं बहिः ॥**

ક્લેશ પામતા ભક્તોને જોઇ કૃપા યુક્ત ભગવાન્ હૃદયસ્થ સદાનન્દ સ્વરૂપ બહાર પ્રકટ કરે છે.

(આથી વિશેષ વિગ્રહવાદ છે તેમાં જોવું.)

પ્રમેયરત્નાર્ણવના ફલવિવેકમાં કહે છે કે "ભગવાનની નિરોધલીલા ત્રણ પ્રકારની છે, નિરોધવાલા ભક્તો તામસ રાજસ અને સાત્વિક એ ત્રણ ભેદથી ત્રિવિધ છે. તેમના મનનો નિરોધ કરાવા લોકાનુસારિણી ત્રિવિધ લીલા કરે છે, શ્રીસુબોધિનીજીમાં કહે છે કે:—

"स्वभावस्थान्यथाभावो न वै शक्यः कथंचन ।
अतस्त्रिविधजीवेषु त्रिविधा भगवत्कृतिः"

સ્વભાવને પલટાવવો એ ઘણે ભાગે અશક્ય જ છે આ કારણથી ત્રણ પ્રકારના જીવોમાં ત્રણ પ્રકારની ભગવાનની લીલા છે. આ ત્રિવિધ લીલાથી ભક્તોને પ્રપંચ ભૂલાવીને ભગવાનમાં આસક્તિ થાય છે, આનું નામ પણ નિરોધ જ છે.

इति नन्दादयो गोपाः कृष्णरामकथां मुदा
कुर्वन्तो रममाणाश्च नाविदन् भववेदनाम् ॥

નન્દાદિ ગોપો રામકૃષ્ણની કથા કરતાં અને રમતાં સંસારની વેદના ભૂલી ગયા. શ્રીકૃષ્ણમાં અન્તઃકરણ વાલા યાદવોને પ્રપંચ વિસ્મરણ થઇ નિરોધ થયો. તેમ ભગવાનની લીલા–ચરિત્ર કથા–મા ચિત્તવાલાને પ્રપંચાસક્તિ દૂર થાય છે અને નિરોધ થાય છે.

શ્રીકૃષ્ણના બાલચરિત્રનું કીર્ત્તન કરવાથી થતું ફલ.

मूलम्—श्रीकृष्णबालचरितं नितरां प्रगीतं
दूरीकरोति दुरितं हरिभक्तिविघ्नम् ॥

सत्वं च शोधयति हन्त्यपरत्र रागं

प्रेमोद्भवं निरुपमं कुरुते व्रजेशे ॥ ४१ ॥

ભાવાર્થ—શ્રીકૃષ્ણચન્દ્રનું બાલચરિત્ર હર્ષથી અત્યંત ગાવામાં આવે તો હરિની ભકિત કરવામાં જે વિઘ્ન આવે, તે વિઘ્નોને દૂર કરે છે. સત્વશુદ્ધિ કરે છે. સંસારમાં જે આસકિત હોય તે દૂર કરે છે. અને જેને ઉપમા ન અપાય એવા અત્યુત્તમ પ્રેમને ભગવાનૂમાં ઉત્પન્ન કરે છે—

શ્રીકૃષ્ણની કિશોર લીલાથી થતું ફલ.

मूलम्—सङ्कीर्तिता विमलकृष्णकिशोरलीला

प्रापश्चिकेषु निखिलेषु रुचिं छिनत्ति ॥

आसक्तिमालि ? विदधाति च कृष्णरूपे

तेषां कथाभजनतो दिवसाः प्रयान्ति ॥ ४२ ॥

ભાવાર્થ:—કામાદિ દોષરહિત વિમલ એવી, શ્રીકૃષ્ણચન્દ્રની કિશોરલીલાનું કીર્તન કરવામાં આવે તો પ્રપંચની સર્વ વસ્તુમાંથી રૂચિ કાપી નાંખે છે—

હે સખિ! શ્રીકૃષ્ણના સ્વરૂપમાં આસક્તિ કરે છે—અને તે આસક્તિ વાળા ભક્તજનોના દિવસો કથા અને ભજનથી જ નિર્ગમન થાય છે.

રાજલીલાના ફલનું વર્ણન કરે છે—

मूलम्—विश्वाधिपस्य हृदयंगमराजलीला

गीता श्रुता स्मृतिमिता सुतरां सुपूता ।

देहे गृहे जनयते परिपीडकत्वं
तद्भासते जगति नित्यमनात्मभावः ॥ ४३ ॥

ભાવાર્થ:--વિશ્વના અધિપતિ શ્રીકૃષ્ણચન્દ્રની મનોહર પવિત્ર રાજલીલાનું ગાન કરવામાં આવે, સાંભળવામાં આવે, સ્મરણ કરવામાં આવે તો, દેહમાં ઘરમાં તેને આ સંસાર પીડા કરનાર છે એવું ભાન થાય છે. અને આ જગત્ તો કેવલ સદંશ-જડ-રૂપ છે અને આત્મા સચ્ચિદાનન્દ રૂપ છે. એવું જગત્માં આત્મત્વનું ભાન દૂર થાય છે.

વિવેચન—જગતને જ આત્મા માનવો એ જેવું ભ્રમદૃષ્ટિરૂપ છે તેવું જ જગત્માં પરમાત્મા છે, જગત્ પરમાત્મારૂપ છે એવી રીતે સર્વાત્મભાવ થવો એ બ્રહ્મદૃષ્ટિનું પરિણામ છે.

વ્યસનદશાનું વર્ણન—

मूलम्—एतादृशं प्रभुपदे व्यसनं प्रलभ्य
किञ्चिन्न कृष्णविरही मनुते सुखाय।
अस्वस्थ एव विकलो भवति क्षणेन
ज्ञानं गुणा भगवतोऽस्य भवन्ति विघ्नाः ॥ ४४ ॥

ભાવાર્થ--પ્રભુના ચરણારવિન્દમાં આવું ઉત્તમોત્તમ વ્યસન પ્રાપ્ત કરીને શ્રીકૃષ્ણચન્દ્રના વિરહી ભકતને પ્રભુ શીવાય આ જગતનું કોઇપણ વસ્તુ સુખરૂપ લાગતું નથી, પ્રભુના વિરહમાં-વિરહની અતિશય વેદનામાં અસ્વસ્થ અને વિકલ-ગાંડો-હોય એમ ક્ષણવારમાં થઇ જાય છે. આ વિ-

રહમાં પ્રભુનું જ્ઞાન અને પ્રભુનું ગુણગાન પણ બાધક રૂપ થાય છે.

વિવેચન—શ્રીમહાપ્રભુજી સંન્યાસનિર્ણયમાં કહે છે કે—विकलत्वं तथाऽस्वास्थ्यं प्रकृतिः प्राकृतं नहि ज्ञानं गुणाश्च तस्यैवं वर्तमानस्य बाधकाः વિરહી ભક્તને પ્રભુ શીવાય ચેન પડતું નથી તેથી તે વિકલ થઇ જાય છે, અસ્વસ્થ થઈ જાય છે. આવી રીતે સ્વાભાવિક જ વિકલતા આવી જાય છે. આવા વિરહી ભક્તને ભગવાનનું જ્ઞાન કરવામાં આવે તો વિરહમાં બાધ થાય, અને ભગવાનના ગુણોનું શ્રવણ કરવામાં આવે તો પણ વિરહમાં બાધ થાય માટે વિરહી ભક્તને પ્રભુનો વિરહ પરમ ફલરૂપ હોવાથી તેના બાધક સંસ્કારો દૂર રાખવા. ૪૪

### ફલરૂપ વિરહદશામાં ભક્તોની સ્થિતિ.

मूलम्—संन्यस्य बाधकगणं विरहाकुलास्ते
कौण्डिन्यवत् क्षितितले व्रजगोपिकावत् ।
अन्वेषयन्ति हृदयाधिपमीशमेनं
चेष्टां कथां विदधतेऽस्य च तन्मनस्काः ॥४५॥

ભાવાર્થ:—વિરહમાં જે જે બાધક હોય તે તે સર્વ વસ્તુનો ત્યાગ કરીને વિરહાકુલ ભકતો ગોપીજનોની માફક અને કૌંડિન્ય માફક પૃથ્વીમાં હૃદયાધીશ શ્રીકૃષ્ણચન્દ્રને ખોળવા મંડી પડે છે—અને પ્રભુમાં જેનું મન છે એવા તે ભકતો પ્રભુ માફક ચેષ્ટા કરવા મંડી પડે છે, પ્રભુની વાર્તા કરે છે.

વિવેચન--इत्युन्मत्तवचो गोप्यः कृष्णान्वेषणकातराः ।
लीला भगवतस्तास्ता ह्यनुचक्रुस्तदात्मिकाः ॥
स्कं. १० अ० २७ श्लोक १४.

ભગવાનને ખોળવામાં આકુળ વ્યાકુળ થએલાં, ઉન્મત્ત વચન બોલતાં ભગવાનમાં જ જેમનું મન છે એવાં, ભગવાનની તે તે લીલા કરવા મંડી પડ્યા. તે તે લીલાનું અનુકરણ કરવા મંડી પડયાં.

કોઇ પૂતના થયાં તો કોઇ કૃષ્ણ બન્યાં અને સ્તનપાન કર્યું. કોઇ દૈત્ય થઇ અને કૃષ્ણને ઉપાડી ગઇ, વિગેરે અનુકરણ કરવા મંડી પડયાં. ૪૫

જ્યારે વિરહ વેદના સહન ન થાય ત્યારે શું કરવું?

मूलम्—विष्णोर्वियोगिजनजीवनमेतदेव
कुर्वन्ति कृष्णगुणगानमहर्निशं यत् ।
चिंत निधाय भगवत्पदपद्मयुग्मे
नात्मानमात्मनिलयादि च चिन्तयन्ति ॥ ४६ ॥

ભાવાર્થ—શ્રીકૃષ્ણચન્દ્રના વિયોગી ભકતજનોને (વિરહ વેદનામાં જ્યારે જીવન ધારણ કરવામાં અસકત થાય છે ત્યારે) વિરહ વેદનામાં જીવન ધારણ કરવામાં સાધનરૂપ શ્રીકૃષ્ણના ગુણગાનને જ હંમેશાં કરે છે. ભગવાનના જ ચરણારવિન્દમાં જેનું ચિત્ત મગ્ન થએલું છે એવા ભકતોને પોતાનું અને ઘરની કોઇપણ વસ્તુનું ભાન—સ્મરણ—રહેતું નથી.

વિવેચન--तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः । तद्गुणानेव गायन्त्यः नात्मागाराणि सस्मरुः । ભગવાનને વિષે જ ગોપીજનોના મન લાગેલાં હતાં, તેઓ ભગવાનની લીલા સંબંધી જ વાતો કરતાં હતાં, ભગવદ્રૂપ થઇ ગયાં હતાં, ભગવાનની પેઠે જ ચેષ્ટા કરતાં હતાં અને ભગવાનના જ ગુણગાન ગાતાં હતાં

અને તેઓને પોતાનાં ઘર બાર સાંભરતાં ન હતાં, શ્રીસુબોધિની-જીમાં કહે છે કે–

" ગુણગાનથી દુષ્ટ અદૃષ્ટ પણ નાશ પામે છે " અને દોષ નિવારણમાં હરિનું ગુણગાન જ સાધન છે. " દોષ નિવૃત્ત થતાં આપો આપ પોતે પ્રકટ થશે, એવું ધારી ગુણગાન કરવા લાગ્યાં.

हरेर्गानं प्रियं मत्वा जीवनार्थमपि प्रियाः
स्वसंदेहात्तु मिलिता जगुर्नानाविधैर्गुणैः

श्रीसु० कारिका. ॥ ४६ ॥

હવે વ્યસન કેવા ક્રમથી થાય છે તે જણાવે છે–

मूलम्–प्रेमेति वक्ति विबुधः प्रथमा दशा सा
आसक्तिरेव कथिता तु दशा द्वितीया ॥
प्रेमैव पाकसमये व्यसनत्वमेति
त्रेधा बुधैर्निगदितं प्रियतास्वरूपम् ॥ ४७ ॥

ભાવાર્થઃ—પંડિતો વ્યસનની પ્રથમાવસ્થાને પ્રેમ કહે છે, બીજી અવસ્થાને આસક્તિ કહે છે, અને પ્રેમની પરિપાકાવસ્થાને વ્યસન કહે છે. આ પ્રમાણે પંડિતો ત્રણ પ્રકારે પ્રેમનું સ્વરૂપ વર્ણવે છે.

વિવેચન—ભક્તિવર્ધિનીમાં કહે છે કે–" ततः प्रेम तथासक्तिर्व्यसनं च यदा भवेत् ॥ बीजं तदुच्यते शास्त्रे ॥ ४७

પ્રેમ અવર્ણનીય છે—

मूलम्–प्रेमामलं खलु विदां वचसामवच्यं
जानन्ति तत्कचनभाग्यवतां मनांसि ॥

मूकैर्यथाशितमपीदमवर्णनीयं
पात्रे क्वचिद्विलसति व्रजगोपिकावत् ॥ ४८ ॥

ભાવાર્થ—આ નિર્મલ પ્રેમ પંડિતોના વચનથી વર્ણવી શકાય એવો નથી, કોઈ મહાન્ ભાગ્યશાલીનાં મનને જ આ પ્રેમનો અનુભવ થાય છે. જેમ મૂગો માણસ પોતાનું જમેલું પોતે વર્ણવી શકતો નથી, તેમ ખરેખર અનિર્વર્ણયનીય આ પ્રેમ વ્રજગોપિકા જેવા કોઈ પાત્રમાં જ રહે છે.—૪૮

## નિર્ગુણ–માનસી–સેવા

मूलम्—प्रेमाभिधानमपरं कथितं तु सेवा
गङ्गाम्भसोऽब्धिमिव यत्र मनोगतिः स्यात् ॥
ये ब्रह्मभूतमुनयः कृपया मुरारे–
र्यां प्राप्नुवन्ति गदिता ननु निर्गुणा सा ॥ ४९ ॥

ભાવાર્થઃ—પ્રેમનું બીજું નામ સેવા છે, જેમ ગંગાજીનો પ્રવાહ સમુદ્ર તરફ અખંડિત વહ્યા કરે છે તેમ મનની ગતિ અવિચ્છિન્ન રીતે પરમાત્મામાં રહ્યા કરે તેનું નામ માનસી સેવા છે. પ્રભુની કૃપાથી બ્રહ્મભૂત મુનીઓ આવી માનસી–નિર્ગુણ–સેવાને પ્રાપ્ત કરે છે–

વિવેચન—"ब्रह्मविद् आप्नोति परम्" ॥ ४९ ॥

ते शिक्षणार्थमिह लौकिकवैदिकानि
कर्माणि संविदधते भजनावकाशे ॥

सेवार्थमेव धरणौ जननानि तेषां
शापेऽपि कुत्सितपथे न कदापि यान्ति ॥५०॥

**ભાવાર્થ**—ભકતો ભક્તિમાંથી બચતા સમયમાં લૌકિક વૈદિક કર્મો લોક સંગ્રહાર્થ જ કરે છે. આ પૃથ્વી ઉપર ભકતોનો જન્મ સેવાર્થ જ છે. વખતે ભગવાન્ શાપ અપાવે કે આપે તો પણ તે નિંદિત માર્ગમાં પ્રવેશ કરતા નથી.

**વિવેચન**—લૌકિક કર્મો અને વૈદિક કર્મો. આ બેમાં લૌકિક કર્મો વ્યવહારનિષ્ઠ છે અને વૈદિક કર્મો બે જાતના છે. નિત્ય અને નૈમિત્તિક. આ સર્વ કર્મ સેવાના અનવસરમાં કરવા. સેવામા બાધ ના આવે રીતે કરવાં.

શ્રીમહાપ્રભુજી વૈદિક કર્મોને બહિરઙ્ગ સાધન કહે છે, સર્વ નિર્ણય શ્લોક ૧૦૧ થી તેનું વર્ણન કરતાં જણાવે છે કે વર્ણાશ્રમ ધર્મ શ્રુતિમાં કહ્યા પ્રમાણે વિધિપૂર્વક કરવા, આચાર વૃત્તિવગરનો હોય તો અર્ધ જ ફલે છે. વેદનો અભ્યાસ નહિ કરવાથી આચારનું ઉલ્લંઘન કરવાથી, આલસથી, અન્ન દોષથી, આચાર દોષથી, દ્વિજોને મૃત્યુ બાધ જાય છે. સ્વાધ્યાય અગ્નિહોત્રાદિ કર્મ કરવાથી ક્રમમુક્તિ બ્રહ્મલોક પર્યન્ત તેની ગતિ થાય છે. છેવટે મનુષ્યાનન્દથી આગળ વધી અક્ષરાનન્દની પ્રાપ્તિ થાય છે. અક્ષર બ્રહ્મથી ઉતરતા આનન્દો ભોગવતાં વખતે તે તે લોકમાં મનુષ્ય ગન્ધર્વાદિરૂપે અવતાર લેવો પડે છે, તે તે લોકનું ફળ ભોગવી "पुनर्जन्म भवेद्ध्रुवम्" બીજા જન્મ લેવા પણ પડે.

સ્વાધ્યાય, ક્રિયા તપોયજ્ઞ, માનસયજ્ઞ આમ ચાર યજ્ઞો કરતા બ્રહ્માનુભવ સહિત માહાત્મ્યજ્ઞાનપૂર્વક સ્નેહ થાય તો જરૂર બ્રહ્મભાવ પ્રાપ્ત થાય.

વૈદિક કર્મમાં—વર્ણાશ્રમ ધર્મમાં સાંખ્ય યોગ ને અને વૈદિક યજ્ઞાદિને ગણવામાં આવ્યા છે પરંતુ સર્વ નિર્ણયના ૨૦૯ ના શ્લોકમાં શ્રીમહાપ્રભુજી કહે છે કે, હાલ કલિયુગમાં સર્વ મનુષ્યો વિરુદ્ધાચારમા તત્પર થયા છે, સ્વાધ્યાયાદિ ક્રિયા હિન થયા છે, આચારથી વિમુખ થયા છે, ક્રિયમાણ વિધિહીન કરે છે, વિક્ષિપ્ત મનવાળા ભ્રાન્ત થઇ ગયા છે, જીહ્વારસ અને ઉપસ્થના આનન્દમાં તત્પર છે, દુષ્ટ છે, વ્રાત્યપ્રાય છે. છ વસ્તુ સિદ્ધ હોય તો કર્મ થાય તે કલિમાં તો દુર્લભ છે, તો પણ યથાશક્તિ ધર્મમાર્ગમાં રહી સદા શ્રીકૃષ્ણને ભજવા.

સેવા એ જ મુખ્ય છે—

मूलम्—सेवासमं किमपि नो तुलयेऽत्रराधे
सेवा गरीयसि—अहो अभवात्सतोक्ता ॥
सेवापरायणजना वृणते न मुक्तिं
किं प्राज्यराज्यविभवान क्षणनाशलीलान॥५१॥

ભાવાર્થ—હે રાધે ? સેવા સમાન અત્ર જગત્માં અન્ય કંઇ પણ નથી. સેવા એ જ સર્વમાં શ્રેષ્ઠમાં છે, એમ મહાન્ પુરુષોની વાણી છે. સેવાપરાયણ જનો મુકિતને પણ માગતા નથી, તો પુષ્કળ રાજ્યના ક્ષણભંગુર વૈભવોની લાલસા કયાંથી કરે ? ૫૧

સેવાફલ—

मूलम्—प्रेम्णा विधाय भगवच्चारणाब्जचर्यां
लीलास्थलीं भगवतः प्रवशन्त्यशङ्काः ॥

सेवात्मा अवतरन्ति ततो यथेच्छं
देवा नमन्ति नमनीयपदाम्बुजान्तान् ॥ ५२ ॥

ભાવાર્થ—ભગવદ્ભક્તો ભગવાન્‌નાં ચરણારવિન્દની સેવાને પ્રેમથી કરીને ભગવાન્‌ની લીલાસ્થલીમાં નિઃશંક રીતે પ્રવેશ કરે છે. માટે હે સખિ ? સેવાનિષ્ઠ જીવો આ જગતમાં યથેચ્છ રીતે અવતરે છે. કે જે સેવા નિષ્ઠજીવોના નમનીયચરણારવિન્દને દેવો પણ નમે છે–પર

ભક્તોનું માહાત્મ્ય.

मूलम्–कृष्णैकतानमनसः प्रियतापवित्रा
याद्दच्छिका दधति यत्र पदानि भक्ताः ।
तीर्थानि तत्र जनकिल्बिषनाशनानि
भक्तानुगो भवति संततमेष कृष्णः ॥ ५३ ॥

ભાવાર્થઃ—શ્રીકૃષ્ણમાં જ એકતાન મનવાળા, પ્રભુની પ્રિયતાથી પવિત્ર ભક્તો યથેચ્છ જ્યાં ચરણ મુકે ત્યાં માણુસોના પાપને નાશ કરનાર તીર્થ બની જાય છે–વધારે શું કહેવું શ્રીકૃષ્ણ પોતે ભક્તને વશ થઇ રહે છે. ૫૩

ભક્તિનાં વિકર્મ ભગવાન્ હણે છે—

मूलम्–कृष्णप्रसक्तमतयो यदि कर्मकर्तुं
नो शक्नुवन्ति निगमोक्तमथापि क्षुद्राः ।
भक्ताः सुरर्षिपितृभूतनृणामृणे न
तेषां विकर्म कलुषं हरिरेव हन्ति ॥ ५४ ॥

**ભાવાર્થ**—શ્રીકૃષ્ણમાં જ જેમનું ચિત્ત છે એવા ભક્તો વેદોક્ત કર્મ કરવાને અશક્ત હોય તોપણ તે સર્વદા શુદ્ધ છે. ભક્તોને દેવઋણ પિતૃઋણ, અને મનુષ્યઋણ વિગેરે કંઈપણ ઋણ લાગતું નથી, કારણકે તેમનું ઋણ અથવા કંઈપણ જાતનું વિકર્મ હરિ જ હરણ કરે છે.

વિવેચન-ભગવાન્ અનુગ્રહથી ભક્તનાં પાપક્ષય કરી દે છે. स्वपादमूलं भजतः प्रियस्य त्यक्तान्यभावस्य हरिः परेशः विकर्म यच्चोत्पतितं कथंचिद् धुनोति सर्वं हृदि संनिविष्टः । ભક્તનાં વિકર્મ પ્રાક્તન દુઃખ પ્રભુ પોતે જ દૂર કરી દે છે. વૈદિક કર્મ અને લૌકિક પણ ભક્ત કરવા સમર્થ નથી, શ્રીમહાપ્રભુજી કહેછે કે લૌકિકત્વ અને વૈદિકત્વ કાપટયથી હોય છે. લોકને દેખાડવા પુરતું કર્મ કરે છે, કારણ કે પ્રભુમાં મગ્ન થયો એટલે ઇતર સર્વ ભક્તને શુષ્ક જ લાગે, એ સ્વાભાવિકછે.

मूलम्—नो भक्तिवर्त्मनि निपातभयं कदाचित्
स्वीयाञ्जनानवति यत्र हरिः शरण्यः ॥
यो वक्ति कश्चन तवास्मि सकृन्निजास्यात्
तं पाति सत्वरमयं व्रतमेतदस्य ॥ ५५ ॥

**ભાવાર્થ**:—ભક્તિમાર્ગમાં કદાપિ પાત ભય નથી. શરણે આવેલાનું રક્ષણ કરનાર પ્રભુ પોતાના ભકતોનું રક્ષણ કરે છે. જે માણુસ પોતાના મુખથી "હું તમારો છું" એવું ભગવાનને એક વાર કહે છે તેનું ભગવાન્ સત્વર રક્ષણ કરે છે, આવું ભકતને અભયદાન આપવાનું ભગવાનનું વ્રત છે. ૫૫

मूलम्—मुक्ता वयं किमपि नोस्ति न कृत्यशेषं
ये साधनैः पदमवाप्यपरं वदन्ति ॥
मोक्षाय साधनगणः कथितोपि वेदै-
र्मूर्खास्तरन्ति न ततो हरिभावशून्याः ॥ ५६ ॥

ભાવાર્થ—અમે મુક્ત છીએ, અમારે કંઈ કરવાનું શેષ રહ્યું નથી. જેઓ પરંપદને સાધનોથી પ્રાપ્ય કહે છે, ખરેખર મોક્ષને માટે વેદોએ સાધનગણ કહ્યો તોપણ હરિભાવથી જે શૂન્ય છે એવા મૂર્ખો તે સાધનોથી તરી શકતા નથી. ૫૬

કલિમાં ભક્તિ જ તારે છે—

लम्—ज्ञानादयो भुवि भवन्ति कथावशेषाः
सर्वे करालकलिकालदवाग्निदग्धाः ।
सर्वाञ्जनानमलयन्वहते तदापि
सर्वत्र भक्तिसरितो विमलप्रवाहः ॥ ५७ ॥

ભાવાર્થ—આ પૃથ્વીમાં જ્ઞાન વિગેરે સર્વ સાધનો વ્યર્થ થઇ ગયાં છે. સર્વસાધનો ભયંકર કલિરૂપી કાલના દવાગ્નિમાં બલી ગયાં છે. તોપણ ભક્તિરૂપી નદીનો વિમલ પ્રવાહ સર્વત્ર સર્વજનોને પવિત્ર કરતો હજુસુધી વહ્યા કરે છે. ૫૭

સેવા રૂપી નદી.

मूलम्—सेवानदी हृदि सतां यदि संवहेत
सत्संगपर्वतभवा श्रुतमेघपुष्टा ।

ज्ञानं विरक्तिमियमङ्कुरयेत्तु तूर्णं
प्रारंभकालिकफलं तदवेहि राधे ॥ ५८ ॥

ભાવાર્થ:—સત્સંગરૂપી પર્વતમાંથી ઉત્પન્ન થએલી શાસ્ત્રરૂપી મેઘથી પુષ્ટ થએલી, સેવારૂપી નદી જો સજ્જન પુરુષોના હૃદયમાં વહન કરે તો જરૂર જ્ઞાન અને વૈરાગ્ય રૂપી અંકુરને ત્વરાથી પ્રકટ કરે, આ જ્ઞાન અને વૈરાગ્ય ભકિતની આરંભદશાનું ફલ છે—એમ હે રાધા તું જાણ? ૫૮

સેવા નદીમાં વૃદ્ધિ હ્રાસ કેવી રીતે થાય ?

मूलम्—श्रीकृष्णपादकमलामलपांसुसिक्ते
उद्बोधके व्रजति सा भजते कृशत्वम् ॥
संकीर्तने मधुरिपोः श्रवणे च कीर्ते—
रासन्नवर्तिनि सतीह लभेत पूरम् ॥ ५९ ॥

ભાવર્થ::—શ્રીકૃષ્ણ ચરણ કમલની અમલ રજરૂપી રેતી જેમાં ઉદ્બોધક છે, તે જ્યારે દૂર થાય ત્યારે કૃશત્વ પ્રાપ્ત કરે છે, અને શ્રીકૃષ્ણચન્દ્રની કથાનું શ્રવણ કીર્તન સંપ્રાપ્ત કરવાથી સેવારૂપી નદીમાં પૂર આવે છે.

ભક્તિમાં દૈન્યની શ્રેષ્ઠતા.

मूलम्—चेतोमलानि ननु भक्तिसरित्प्रवाहः
कालेन मार्ष्टि निखिलानि ततोतिपूतः ।
दामोदरस्य हृदयद्रवकारिदैन्याद्
भक्तः कृपां समधिगच्छति दीनबन्धोः ॥ ६० ॥

ભાવાર્થ--ભક્તિરૂપી નદીનો પ્રવાહ તો અંતઃકરણના સમગ્ર મલને દીર્ઘ કાલે નાશ કરે છે. પરંતુ ભક્તિથી અત્યંત પવિત્ર ભક્તહૃદયને ભીંજાવી દે તેવા દૈન્યથી દીનબન્ધુ દામોદરની કૃપાને ત્વરાથી મેળવે છે. ૬૦

વિવેચન--" दैन्यं तत्तोषसाधनम् " દીનતા જ ભગવાનને પ્રસન્ન કરવામાં સાધનરૂપ છે—

दैन्यानन्तर स्थिति—

मूलम्—लब्ध्वा तदा प्रभुपदं प्रभवं च राधे
सेवानदी सतत पुरयता भवेत्सा ॥
वृद्धिक्षयौ न भवतोत्र महोर्मिमाला
विश्वं पवित्रयति विष्णुपदीव नित्यम् ॥ ६१ ॥

ભાવાર્થ--હે રાધે ! દૈન્યપ્રાપ્ત કર્યા પછી સમર્થ પ્રભુ પદને પ્રાપ્ત કરીને સેવાનદી હંમેશાં સંપૂર્ણ થાય છે. પુનઃ તેમાં વૃદ્ધિક્ષય ન થતાં આ દૈન્યપૂર્વક સેવારૂપી નદીની મહાન્ ઊર્મિરૂપી માલા શ્રીગંગાવત્ આખા વિશ્વને નિત્ય પવિત્ર કરે છે. (૬૧)

નિત્યલીલા પ્રવેશ.

मूलम्—सेवाप्रभावपरिपूतसुभक्तचित्ते
लीलास्थली परिकरः प्रकटीभवेताम् ।
क्रीडा विलोक्य विविधा हृदि कृष्णभक्तो
ब्रह्मैव सन प्रविशति प्रभुनित्यलीलाम् ॥६२ ॥

**ભાવાર્થ**—સેવાના પ્રભાવથી પવિત્ર થએલા ઉત્તમ ભકતના ચિત્તમાં લીલાસ્થલી અને તેનો પરિકર પ્રકટ થાય છે. શ્રીકૃષ્ણભકત જુદાજુદા પ્રકારની ક્રીડાને હૃદયમાં જોઈને બ્રહ્મરૂપ થઈને પ્રભુની નિત્યલીલામાં પ્રવેશ કરે છે.૬૨

**વિવેચન**—નિત્યલીલાવાદ તથા વિદ્વન્મંડનના અંતમાં લીલાનું નિત્યત્વ પ્રતિપાદન કર્યું છે. તે સ્થલસંકોચથી અત્ર આપી શકાય નહિ.

**વ્યસનથી થતી દશાનું વર્ણન.**

मूलम्—नृत्यं करोति भगवद्गुणकीर्तनञ्च
तन्नेत्रयोः परिवहन्ति मुदश्रुधाराः ।
योगे स्वचेतसि हरेः सति विप्रयोगे
मूर्च्छाप्रलापरुदितानि भवन्ति कृष्णे ॥ ६३ ॥

**ભાવાર્થ**—ભગવાનના વ્યસનવાળો ભકત ભગવદ્‌ગુણગાન કરેછે, નૃત્ય કરે છે, પ્રભુનો યોગ થતામાં તેના નેત્રમાંથી હર્ષની અશ્રુધારા વહે છે, શ્રીકૃષ્ણચંદ્રનો વિપ્રયોગ થતાં ભકતને મૂર્ચ્છા પ્રલાપ અને રુદન થાય છે. ૬૩

**ભક્તિ એ વિશ્વ ધર્મ છે—**

मूलम्—आविप्रशूद्रमवनौ मलिनान् पुनाना
हूणादिपापमपि पावयितुं समर्था ।
म्लेच्छादयोऽपि च पवित्रतरा यतोत्र
भक्तिस्ततो भवितुमर्हति विश्वधर्मः ।। ६८ ॥

**ભાવાર્થ**—પૃથ્વી ઉપર બ્રાહ્મણથી આરંભી શૂદ્ર પર્ય-

ન્ત મલિન લોકોને પણ પવિત્ર કરનારી હુણાદિ લોકાના પાપને પણ દૂર કરી પવિત્ર કરવાને સમર્થ, જેનાથી મ્લેછાદિક પવિત્ર થયા છે. એવી ભકિત એ જ વિશ્વધર્મ હોઇ શકે. ૬૪

વિષયાવિષ્ટ ચિત્તવાળાનો હરિમાં પ્રવેશ નથી.

મૂલમ્—लोका गतानुगतिका अरहस्यविज्ञाः
पाषंडिनां विततभाषितजालबद्धाः ।
दुःसंगदुष्टमतयो विषयाकुला ये
ते भक्तिमार्गममलं तु कलङ्कयन्ति ॥ ६५ ॥

ભાવાર્થ—ગતાનુગતિક-ગાડરીયા પવાહ જેવા—રહસ્યને નહિ સમજનારા, પાખંડીઓના લાંબા બહોળાં ભાષણરૂપી જાલમાં ગુંચાયલા, દુઃસંગથી દુષ્ટ બુદ્ધિવાલા, વિષયાકુલ લોકો અમલ એવા ભકિતમાર્ગને કલંકિત કરે છે.૬૫

મૂલમ્—पापात्मनां जगति वैष्णववेषिनृणा-
मारोपयन्ति चरितं शुभभक्तिमार्गे ।
तेनैव पामरनराः परिवर्जयन्ति
मुक्तिप्रदां सुसरलां सुगमां च भक्तिम् ॥ ६६ ॥

ભાવાર્થ—જુઠો વૈષ્ણવવેષ ધારણ કરી પાપાચરણ કરનારા પાપી મનુષ્યોના દુષ્ટચરિત્રોનો આરોપ પરમશુભ એવા આ ભકિતમાર્ગમાં આરોપે છે. આવો જુઠો આરોપ કરીને પામર નરો મુકિતપ્રદ અત્યંત સરલ સુગમ એવા આ ભકિતમાર્ગનો તિરસ્કાર કરે છે. ૬૬

मूलम्—नो चेत्तथा क्षितितले नृषु जन्म लब्धं
कस्यापि कौ किमु भवेदपवर्गहीनम् ।
भक्तौ तु साधनमिदं हरिभावमात्रं
तेनाञ्जसा हरिपदं बहवः समीयुः ॥६७॥

જો પૃથ્વીપર તેમ ન થાય તો (વંચકના ચરિત્ર અને ભક્તિમાર્ગને ભેળસેળ કરીને પામરોની બુદ્ધિમાં મોહ ઉત્પન્ન ન થાય તો ) પૃથ્વીપર પ્રાપ્ત થયેલ કોઇને પણ માનુષ જન્મ મોક્ષ-રૂપ ફલથી રહિત થાય? અર્થાત્ ભક્તિમાર્ગના પ્રતાપથી કોઇ પણ ભક્તિમાર્ગીય મોક્ષરૂપ ફલથી વંચિત ન થાય. કારણ કે ભક્તિમાર્ગમાં તો સાધન માત્ર એટલું જ છે કે, કેવળ ભગવાન્‌માં ભાવ રાખવો. તે ભાવરૂપ સાધનવડે ઘણા ભગવત્પદને પામી ગયા છે. "केवलेन हि भावेन गोप्यो गावः खगा मृगा" येऽन्ये मूढधियो नागाः सिद्धाः मामीयुरञ्जसा ॥ ६७

मूलम्—आभ्यन्तरे यदि हृदात्र विचार्यमाणे
तत्कारणे मतिपथं यदुपैति राधे! ।
तत्ते ब्रवीमि खलु यं हरिरुद्दिधीर्षु-
स्तस्मै ददाति भगवान् भुवि भक्तियोगम् ॥६८॥

હે રાધે! ભક્તિમાર્ગમાં પ્રવેશ થવામાં જે આભ્યન્તર કારણનો હૃદયથી વિચાર કરતાં તો જે મારી બુદ્ધિમાં જણાય છે તે તમને જણાવું છું. એ વાત નિશ્ચિત છે કે, હરિ જેમનો

ઉદ્ધાર કરવા ઇચ્છે છે ભગવાન્ તેમને પૃથ્વીપર ભક્તિયોગનું દાન કરે છે. यमेवैष वृणुते तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥ ६८

मूलम्—यद्दीप्तिरर्यमणि रात्रिपतौ च वह्नौ
स्थित्वा प्रकाशयति नित्यमिमां त्रिलोकीम् ।
चिक्रीडिषुः सकलचेतनशेमुषीं य-
स्त्वन्तःस्थितः प्रणुदति प्रभुरत्र राधे ॥६९॥

જેનું તેજ સૂર્યમાં, ચન્દ્રમાં, અને અગ્નિમાં રહી હમેશા આ ત્રિલોકીને પ્રકાશે છે. તથા હે રાધે અહિં વિવિધ પ્રકારની ક્રીડા કરવા ઇચ્છતા જે હરિ પ્રાણિમાત્રના હૃદયપ્રદેશમાં બિરાજીને સમગ્ર પ્રાણીની બુદ્ધિને પ્રેરે છે. ૬૯

मूलम्—यत्साध्वसान्नियत एष उदेति भास्वान्
भीतस्तथा वहति गन्धवहश्च यस्मात् ।
वेलां न मुञ्चति यदीयभिया सरस्वान्
मृत्युश्च सञ्चरति सर्वशरीरिमध्ये ॥७०॥

જેના ( શ્રીકૃષ્ણના ) ભયથી સૂર્ય નિયમપૂર્વક ઉદય પામે છે, અને જેથી ભય પામીને વાયુ પણ સદા વાય છે. જેના ભયથી સમુદ્ર મર્યાદા છોડતો નથી અને મૃત્યુ સર્વ દેહધારી-ઓના મધ્યમાં સમય પ્રમાણે પ્રવૃત્ત થાય છે. ૭૦

मूलम् – कृष्णस्य भक्तजनमानसवासिनोऽस्य
माहात्म्यमन्तरहितं वृषभानुपुत्रि ! ।

शेषः सहस्रवदनैः कथनाय नालं
जीवः कथं कथयितुं वदनेन शक्तः ॥७१॥

હે વૃષભાનુપુત્રિ ! ભક્તજનના હૃદયમાં બિરાજનાર આ શ્રીકૃષ્ણના માહાત્મ્યનો અન્ત નથી. શેષજી સહસ્ત્ર મુખવડે પણ માહાત્મ્યનું કથન કરવાને સમર્થ નથી, ત્યારે જીવ એક મુખવડે કથન કરવા કેમ સમર્થ થઇ શકે ? । ૭૧ ।

मूलम्—राधे ! व्रजेशतनयं सकृदन्वयुङ्क्था
विस्तारतो निगदितं प्रतिवाक्यमित्थम् ।
विश्वस्य विस्मृतिकरी नु हरिस्मृतिः सा
पृच्छाधिकं त्वचकथं विवशा ततस्ते ॥७२॥

હે રાધે ? તમે એક વાર મારી પાસે તે નન્દકુમારનો પ્રશ્ન કર્યો અને મેં તો તમારી આગળ આ પ્રમાણે વિસ્તારથી પ્રત્યુત્તર આપ્યું. કારણ કે હરિનું સ્મરણ સર્વ જગતનું વિસ્મરણ કરાવનાર છે અને તેથી જ વિવશ થઇ તમારા પુછવા કરતાં પણ અધિક મેં તમારી પાસે કથન કર્યું. । ૭૨ ।

मूलम्—दास्यं नदीश्वरपदद्वयोः प्रतिजन्म मेऽस्तु
वाणी च कीर्तयतु कृष्णयशः पवित्रम् ।
चित्तात्कदा न चलताद्धरिचारुरूप-
मित्थाशिषः सहचरी विरराम सद्यः ।७३॥

ને શ્રીકૃષ્ણનું દાસ્ય જન્મ જન્મમાં મને પ્રાપ્ત થાઓ. મારી વાણી પવિત્ર શ્રીકૃષ્ણના યશનું કીર્તન કરો. મારા ચિત્ત-માંથી ક્યારે પણ હરિનું સુંદર સ્વરૂપ ચલાયમાન ન થાઓ. એ પ્રમાણે આશિષ ઇચ્છીને સહચરી જલદી વિરામ પામ્યા. । ૭૩ ।

मूलम—श्रुत्वा तथा सहचरी वचनानि राधा
श्रीकृष्णरूपमधुमग्नमनोद्विरेफा ।
लीलास्मृतेश्च पुलकावृतगात्रयष्टि-
र्देहानुसंधिरहिता न शशाक वक्तुम् ।७४।

તેવી રીતે સહચરીના વચનોનું શ્રવણ કરીને શ્રીરાધાજીના મનરૂપી ભ્રમર શ્રીકૃષ્ણના રૂપ મધુમાં મગ્ન થયો, અને લીલાનું સ્મરણ થવાથી શ્રીઅંગ રોમાંચથી આવૃત થયું, દેહનું અનુસંધાન પણ ભૂલી ગયાં. । ૭૪ ।

मूलम - देहस्मृतिं पुनरवाप्य शनैर्जगाद
धन्यासि कृष्णयशसा परिपूतबुद्धिः ।
माहात्म्यपूर्वकशुभ्रप्रियता प्रभौ ते
तन्निर्गुणासि सखि! मे त्वमतिप्रियासि ॥७५॥

પછી દેહાનુસંધાન પામીને સખીને શ્રીરાધાજી ધીરેથી કહેવા લાગ્યા. કે હે સખિ? તું ધન્ય છે. અને શ્રીકૃષ્ણના યશવડે તારી બુદ્ધિ અતિપવિત્ર થઇ ગઈ છે. શ્રીપ્રાણનાથપર તારો માહાત્મ્ય-જ્ઞાનપૂર્વક નિર્મલ પ્રેમ છે. માટે જ તું નિર્ગુણ છે. અને મને પણ તું અતિપ્રિય છે. । ૭૫ ।

मूलम्—भक्तेऽत्र कृष्णचरणाब्जरजोऽभिषिक्ते
एकापि कृष्णकमनीयकथा तु पृष्टा ।
स्वान्ताब्धिमेत्य सहसा सदृशीरनन्ता
जाने मनोहरकथाः प्रकटीकरोति ।७६॥

અહિં શ્રીકૃષ્ણના ચરણકમલની રજવડે જેઓ પર અભિષેક થયો છે. તેવા ભક્ત આગળ એક પણ શ્રીકૃષ્ણની સુંદર કથા પુછતાં તે કથા તેમના ( ભક્તના ) હૃદયપ્રદેશમાં પ્રાપ્ત થઈને જલદી અનન્ત સદૃશ ( પુછેલ કથા જેવી ) મનોહર કથાઓને પ્રકટ કરે છે તે હું જાણું છું.

ભક્તના હૃદયપ્રદેશમાં કથારૂપ અમૃત સમુદ્ર છે તેથી એક પણ કથા પુછતાં હજારો કથાઓ પ્રકટ થાય છે. 'एकस्यां कथायां हृदि स्थितायां ततो भगवदीयाः कथाः सहस्रं भवन्ति [illegible].

मूलम्—प्राणेश्वरस्य महतीं त्वयि चानुकम्पां
त्वां वेद्मि निर्गुणपदं च गतां वयस्ये ।
प्रश्नः कृतः सखि यशःश्रवणाय तस्य
तज्जीवनं विरहिणां श्रुतिमंगलं नः ।७७॥

હે સખિ ? તારાપર પ્રાણેશ્વરની મોટી કૃપા છે તથા તું નિર્ગુણપદે પહોંચેલી છે તે હું જાણું છું. તેથી શ્રીકૃષ્ણના યશઃ-શ્રવણ માટે તારી પાસે મેં પ્રશ્ન કરેલ છે. કારણ કે તેજ ( યશ-શ્રવણ જ ) અમો વિરહીઓનું જીવન છે. 'विरहिजनजीवनं न म

गुणगानम्' तेज (यशःश्रवण ज) अमारा कानने मंगलरूप छे. 'श्रवणमंगलम्' ॥ ७७ ॥

मूलम् —जानामि नंदतनयं सकलेषु लीन-
मानन्दकन्दमनघात्मविदानुभूतम् ।
नास्मात्तु भक्तिरसपूर्णहृदन्तराला-
स्तृप्तिं प्रयान्ति, बहिरेव दिदृक्षवस्ते ॥७८॥

सकल प्राणि मात्रमां बिराजनार, आनन्दकन्द, भगवत्प्राप्तिमां प्रतिबंधक पाप वगरना निर्मल आत्मज्ञानीओवडे अनुभवायेल, नंदतनयने हुं जाणुं छुं. परन्तु ए प्रभुथी (सर्व स्थले बिराजनार हृदयप्रदेशमां दर्शन देनार प्रभुथी) भक्तिरसवडे जेमनां हृदयमध्य पूर्ण थयेला छे एवा भक्तो तृप्त थता नथी. परन्तु तेओ तो बहार ज दर्शननी इच्छावाळा होय छे. । ७८ ।

मूलम्—जानामि नंदतनयं सुखदं यशोदो-
त्सङ्गे च लालितमिमं व्रजचित्तचोरम् ।
देहं तथा तदनु ये खलु विस्मरेयं
प्राणेश्वरं मम कदापि न विस्मरेयम् ॥७९॥

हे सखि ! हुं नंदतनयने जाणुं छुं. ते केवा छे ? ते सुख आपनारा छे. 'रसं ह्येवायं लब्ध्वानन्दी भवति' श्रीयशोदाजीनी गोदमां लाड लडावायेल छे. व्रजवासीओना चित्तना चोर छे. हुं देहने तथा देहना संबंधीओने कदाच भूली जाउं पण मारा प्राणेश्वरने क्यारे पण न भूलुं. । ७९ ।

मूलम्—लीलास्थभक्तजनसंस्मृतिमावरीतुं
काल: प्रभुर्नहि भवेदिलरत्र शक्त: ।
सर्वस्वमार्जितवतीं पुरुषोत्तमस्य
किं तर्हि मां प्रतिविधातुमसौ समर्थ: ॥८०॥

કાલ અન્યત્ર સ્મરણનું આવરણ કરવા સમર્થ છે. પરંતુ લીલાસ્થ ભક્તજનની સ્મૃતિને આવરણ કરવા સમર્થ નથી. જ્યારે લીલાસ્થ કોઈ પણ ભક્તની સ્મૃતિને આવરણ ન કરી શકે, તે કાલ પુરૂષોત્તમ સર્વસ્વને ( ભગવદાશ્લેષને ) પ્રાપ્ત કરનાર મારી સામે પોતાનું સામર્થ્ય ચલાવવા કેમ સમર્થ થઇ શકે ? । ૮૦ ।

मूलम—यै: केशवस्य सदनुग्रह आप्त आलि ?
कालादय: किमपि तेषु न कर्तुमीशा: ।
ये बाह्यवृत्तिषु सदा गतचित्तवेगा
मृत्योश्च मृत्युमिह कालवशा व्रजन्ति ॥८१॥

હે સખિ ? જેઓએ કેશવના ( બ્રહ્મા તથા મહાદેવને અમૃત સુખની પ્રાપ્તિ કરાવનારના ) સારા અનુગ્રહને પ્રાપ્ત કરેલ છે, તેઓપર કાલાદિ કાંઇ પણ કરવા સમર્થ નથી. 'कृष्णानुग्रहरूपा हि पुष्टि: कालादिबाधिका ' અને બહિર્વૃત્તિમાં જ હમેશાં જેઓના ચિત્તની વૃત્તિ રહે છે તેઓ કાલને અધીન થઈ મૃત્યુ પછી મૃત્યુને પ્રાપ્ત થાય છે. ' यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन ' " मृत्यो: स मृत्युमाप्नोति य इह नानेव पश्यति "

मूलम्——भक्तस्य निर्गुणतमस्य मुखारविंदात्

मुस्यन्दमानहरिकीर्तिमरन्दपूरम् ।

आस्वादितुं हरिवियोगमनआधिजायुं

कौतूहलाद्रहसि ते विदधामि पृच्छाम् ॥८२॥

ભગવદ્વિયોગથી ઉત્પન્ન થયેલ માનસપીડાના ઔષધરૂપ, નિર્ગુણ ભક્તના મુખારવિંદથી સારી રીતે ઝરનાર, ભગવત્કીર્તિરૂપ મકરંદરસના પૂરનો આસ્વાદ લેવાને માટે કૌતૂહલથી એકાન્તમાં હે સખિ ? તારી પ્રતિ હું પ્રશ્ન કરૂં છું. । ८२ ।

मूलम्——एकाकिनी यदि भवेयमहं वयस्ये !

मत्स्वान्तमन्दिरमजस्रमुपावसन्तीम् ।

आहूय कृष्णकमनीययशोनटीं तां

संनर्तयामि नितरां रसनाग्ररङ्गे ॥८३॥

હે સખિ ! જ્યારે હું એકલી હોઉં છું ત્યારે નિરંતર મારા મનોમન્દિરમાં નિવાસ કરનારી શ્રીકૃષ્ણની કીર્તિ નટીને બોલાવીને જીભના અગ્રભાગરૂપ રંગભૂમિમાં નચાવું છું.

श्रीकृष्ण गुणगान रससिंधु बोरी ' ॥ ८८ ॥

मूलम्——नृत्यं च सा विदधती विशती च कर्णौ

क्षिप्रं ततो विपुलमानसमन्दिरं मे ।

यान्ती ततः पुनरियं रसनाग्ररङ्गे

स्वावर्तनेन कुरुते बहुनृत्यलीलाम् ॥८४॥

તે પ્રીતમની યશોનટી મારા જીહ્વાગ્ર રંગભૂમિપર નૃત્ય કરતી, ત્યાંથી મારા કર્ણમાં પ્રવેશ કરતી, ત્યાર પછી જલ્દી મારા માનસમંદિરમાં જતી, ત્યાંથી પુનઃ જીહ્વાગ્ર રંગભૂમિપર આવતી; એવી રીતે પોતાના આવર્તનવડે ઘણા પ્રકારની નૃત્ય લીલા કરે છે. જેમ નર્તકી નૃત્ય કરતી ગોળાકારે ફરે છે તેમ ભગવલ્લીલા હૃદયમાંથી રસનાપર આવી ત્યાંથી કર્ણદ્વારા હૃદયમાં જતી, એવી રીતે આવર્તન કરે ત્યારે ભગવાન્ હૃદયમાં સ્થિર થાય

अन्तः प्रविष्टः भगवान् मुखादुत्सृत्य कर्णयोः ।
पुनर्निवेशयने सम्यक् तदा भवति सुस्थिरः ॥ ॥ ८ ॥

मूलम्——आकर्ण्य नर्तननिनादमिमा अनन्ता
मच्चित्तमन्दिरवरे सततं वसन्त्यः ।
ताः शीघ्रमाजिगमिषन्ति तु सकुलत्वा-
देकैकशः क्रमपुरःसरमाव्रजन्ति ॥८५॥

મારા ચિત્તરૂપ મન્દિરમાં નિરંતર નિવાસ કરનારી અનેક આ (ભગવદ્યશોનટીઓ) નૃત્યના નાદને શ્રવણ કરીને તે સર્વ પણ જલ્દી રસનાના અગ્રભાગરૂપ રંગભૂમિપર આવવા ઇચ્છે છે. પરન્તુ તે સર્વ એક સાથે આવી શકે તેવું વિશાલ સ્થલ ન હોવાથી ક્રમ પ્રમાણે યશોનટી આવે છે. ।८५।

मूलम्——ये निर्गुणेऽविरतमग्नमनोऽतिवेगा
व्युत्थानमेव न कथंचन यान्ति बुद्धाः ।

कर्षन्ति तानपि गुणाः खलु माधवीया
नाथस्तथाविधगुणो मम मोहनोऽस्ति ॥८६॥

નિર્ગુણ બ્રહ્મમાં જ નિરંતર જેઓના મનની વૃત્તિનો વેગ મગ્ન થયેલ છે કોઈ પણ રીતે વ્યુત્થાન અવસ્થાને જ પામતા નથી એવા જે જ્ઞાનીઓ હોય છે. તેવા બ્રહ્માનુભવવાળા જ્ઞાનીઓના પણ ચિત્તને માધવના ગુણો આકર્ષણ કરે છે, કારણ કે સર્વને મોહ ઉત્પન્ન કરનાર મારા નાથના ગુણો જ તેવા પ્રકારના છે. જેમ શુકાદિ મુનિઓ બ્રહ્મ સાક્ષાત્કાર કરનારા છે છતાં તેઓના ચિત્તનું આકર્ષણ થવાથી ભગવત્કીર્તનમાં સતત તત્પર રહે છે.
" इत्थं भूतगुणो हरिः " ॥ ८६ ।

मूलम्—पाण्यादयः प्रथमतो निगमैर्निषिद्धाः
श्रोत्रश्रुतिर्निखिलचक्षुष एष चक्षुः ।
दूरेऽन्तिकेऽपि युगपत्कथितः स एव
रासेश्वरोऽयमिति सर्व विरुद्धधर्मः ॥८७॥

વેદ ભગવત્સ્વરૂપનું વર્ણન કરતાં પ્રથમ હાથ પગ વિગેરે અવયવોનો નિષેધ કરે છે. વળી કર્ણના કર્ણ અને ચક્ષુના ચક્ષુ રૂપ પણ એજ છે, તેમ નિરૂપણ કરે છે. તેજ ભગવાન્ એક સમયમાં દૂર બીરાજે છે તથા નજીક પણ બીરાજે છે. એમ વેદ વર્ણવે છે આ પ્રમાણે રાસેશ્વર સર્વ વિરૂદ્ધ ધર્મવાળા છે. । ૮૭ ।

मूलम्—वेदा भणन्ति रसरूपमिमं मुरारि-
स्तोकं निरूप्य चरमं ननु नेति नेति ।

आनन्दभाग् भवति तस्य पदस्य लब्ध्वा
आनन्दलेश इह जीवयते समस्तान्॥ ८८॥

વેદો આ મુરારિ ( મુર દૈત્યને મારનાર ) ને રસરૂપ વર્ણવે છે "रसो वै सः" સ્વરૂપ વર્ણનમાં થોડુ નિરૂપણ કરી પછી 'अथात आदेशो न इति न इति' હવે પછી આદેશ કાંઇ નથી કાંઇ નથી. અર્થાત ભગવત્સ્વરૂપનુ વિશેષ વર્ણન કરવા વેદ પોતાનું અસામર્થ્ય બતાવે છે. તે ભગવત્પદની પ્રાપ્તિ કરનાર ભગવદ્-આનંદનો ભોક્તા થાય છે. તેનો જ ( ભગવાન્‌નો જ ) આનંદ અંશ અદિ સમગ્ર જીવોને જીવાડે છે. 'तस्यानन्दस्य मात्रामन्या नि भूतानि जानन्ति' ॥ ८८ ॥

मूलम्—आकाशवायुदहनोदकरत्नगर्भा
न स्युर्यदीह भगवत्सुखलेशयुक्ताः ।
जीवेत्कथं जगति कश्चन चेतनोऽत्र
जानासि मे प्रियसखि त्वमिदं हि तत्त्वम् ; ८९॥

જો આકાશ વાયુ અગ્નિ જલ અને પૃથ્વી એ સર્વે ભગવદ્-આનંદાંશથી યુક્ત ન હોય તો આ જગત્‌માં કોઇ પણ પ્રાણી કેમ જીવી શકે. હે પ્રિય સખિ ! જરૂર તું આ તત્ત્વને જાણે છે 'को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्' ॥ ८९ ॥

मूलम्—रासेश्वरावतरणेऽत्र वसुन्धरायां
बीजानि सन्ति सखि सन्ति बहूनि तेषाम् ।

भक्तिर्मतोऽस्तु जगतीतलपावनी मे
मद्वेति भक्तवरपूर्तिकरोऽवतीर्णः ॥१०॥

હે સખિ ? આ પૃથ્વીપર રાસેશ્વરનું અવતરણ થવામાં સુદર ઘણા કારણો છે. તે સર્વમાં ઉત્તમ કારણ આ પ્રમાણે છે. જગતીતલને પવિત્ર કરનાર મારી ભક્તિ જગતમાં વિસ્તાર પામે " तथा परमहंसानां मुनीनाममलात्मनाम् । भक्तियोगविधानार्थं कथं पश्येम हि स्त्रियः " એમ વિચારીને ભક્ત ( ઋષિ તથા શ્રુતિઓને આપેલા વરદાનને ( સારસ્વત કલ્પમાં તમારા મનોરથ પૂર્ણ કરીશ તે વરને ) પૂર્ણ કરનાર મારા નાથ અવતરેલા છે. । ૧૦ ।

मूलम्--नामानि सन्ति विरसानि पराणि भूमौ
नानन्ददान्यसकृदुच्चरणे वयस्ये ।
श्रीकृष्णनाम मधुरं मधुरात्समस्ता-
दावर्त्यमानमधिकाधिकशर्मदायि ॥९१॥

પૃથ્વીપર મારા નાથનાં નામ સિવાય અન્યના નામ માત્ર રસ વગરનાં છે, અને હે સખિ ? અનેક વખત ઉચ્ચાર કરતાં આનદ આપતાં નથી, ( લૌકિક વા અન્ય વૃત્તાન્ત એક વખત સાંભળ્યા પછી બીજી વખત સાંભળવા સુજ્ઞ પુરૂષોને ઇચ્છા થતી નથી. ) શ્રીકૃષ્ણ નામ તો સમગ્ર મધુર પદાર્થો કરતાં અધિક મધુર છે. તેનું વારંવાર આવર્તન કરવાથી ઉત્તરોત્તર વિશેષ સુખ આપે છે.

" कृष्णेत्यक्षरयोरयं मधुरिमोद्गारः क्वचिल्लक्षितः ? " । ९१ ।

मूलम्—आकर्णयामि हृदयंगमकृष्णनाम
नेत्रे च वारि वहतः पुलकाञ्छरीरम् ।
देहादि विस्मरति चंचलचित्तमेतत्
कर्णान्मनो मम तु कामयते सहस्रम् ॥९२॥

જ્યારે અતિ મનોહર શ્રીકૃષ્ણના નામને હું સાંભળું છું ત્યારે મારા બન્ને નેત્રોમાં જલ વહે છે. મારૂં શરીર રોમાંચ ધારણ કરે છે. તથા આ ચંચલ ચિત્ત દેહ વિગેરે સર્વેને ભુલી જાય છે અને મારૂં મન તો આવા સુંદર નામ શ્રવણ માટે સહસ્ર કર્ણને ચાહે છે. અર્થાત્ કર્ણદ્વય શ્રીકૃષ્ણ નામ શ્રવણ કરવાને પુરતા નથી.

मूलम्—भूवाचकः कृषिति निर्वृतिवाचको ण
ऐक्यं तयोः श्रुतिवचः पुरुषोत्तमोऽयम् ।
कृष्णेतिनाम निगमस्य निधिं नरो यो
भक्त्यानिशं जपति पश्यति तं स शीघ्रम् ॥९३॥

કૃષ્ણ નામમાં 'कृष' સદ્ વાચક છે. અને 'ण' આનંદ વાચક છે. તે બન્નેનું ઐક્ય તે 'कृष्ण' પરબ્રહ્મ પુરૂષોત્તમ રૂપ જેને વેદ વર્ણવે છે. "कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ; तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते"

જે મનુષ્ય વેદના કોષરૂપ 'कृष्ण' એવા સુંદર નામને ભક્તિવડે નિરંતર જપ કરે છે. તે થોડા જ સમયમાં તેને (શ્રીકૃષ્ણને) જુએ છે. ।૯૩।

मूलम्—अन्यत्रिपञ्चिशतभाषितदिव्यनाम्नां
दत्ते फलं सकृदुदीरितकृष्णनाम ।
श्रीकृष्णनाममहिमानमतः प्रवक्तुं
शक्नोति कश्चन कथं कथय त्वमेव

એક વખત પણ ઉચ્ચાર કરવામાં આવેલ શ્રીકૃષ્ણ નામ, બીજા દિવ્ય ત્રણ હજાર ભગવન્નામના ઉચ્ચાર કરવાના ફલને આપે છે. એટલા માટે શ્રીકૃષ્ણનામના મહિમાને અથવા કોઇ પણ કેમ સમર્થ . થઇ શકે ? તે તુંજ કહે.

" नाम्नां सहस्रं दिव्यानां त्रिरावृत्त्या च यत्फलम् ।
एकावृत्त्या तु कृष्णस्य तत्फलं लभते नरः ॥
कृष्णनाम्नः परं नाम न भूतं न भविष्यति ।
इति ब्रह्मवैवर्ते ॥ ९४ ॥

मूलम्—तद्रूपसंमधुरिमाणमिथं रसज्ञा
शक्ता कथंचन न वाक्कुशलापि वक्तुम् ।
रूपामृतं नयनगोचरमेति तस्य
नेत्राणि वाञ्छति मदीयमनः सहस्रम् ॥९५॥

આ ( મારી ) જીહ્વા વાણીમાં ઘણી કુશલ છતાં તે શ્રીકૃષ્ણના માધુર્યનું વર્ણન કરવા સમર્થ નથી. તે શ્રીકૃષ્ણનું રૂપામૃત જયારે મારાનયનગોચર થાય છે. ત્યારે મારૂં મન સહસ્રચક્ષુઃ આમ થાય તેમ ચાહે છે. ।९५।

मूलम्—तत्त्वं ब्रवीमि सखि किं बहुवर्णनेन
गात्रेषु मे वसति वल्लभ एष नित्यम् ।
मज्जीवनं भवति तेन वदामि तथ्यं
किन्त्वाकुलां प्रकुरुते प्रभुदर्शनार्तिः ॥९६।

હે સખિ? તારી પાસે હું સત્ય કહુ છું. વિશેષ વર્ણન કરવાથી શું છે? મારા અંગે અંગમાં એજ મારા વલ્લભ સદા વસે છે. તે વડે જ (મારા અંગેઅંગમાં ભગવન્નિવાસ વડે જ) મારૂં જીવન છે. તે પણ હું સત્ય કહુ છું. પરન્તુ પ્રભુદર્શનની આર્તિ મને આકુલ બનાવે છે. ।૯૬।

मूलम्—एतर्हि मे दयितदर्शनमन्तरेण
कल्पायते क्षणमपीह निकुञ्जमध्ये ।
संकेतितः समय एष इदं स्थलं च
नायाति किं व्रजपतिर्वद मे वयस्ये ॥९७॥

હમણાં દયિતના (વ્હાલાના) દર્શન વિના અહિં નિકુંજ મધ્યે એક ક્ષણ પણ કલ્પ સમાન થાય છે. સંકેત કરેલ સમય આજ છે. તેમ છતાં વ્રજપતિ કેમ નથી આવતા? હે સખિ તું કહે. ।૯૭।

मूलम्—सायं विभाव्य समयं जननी यशोदा
वात्सल्यभावपरिपूर्णमना मुरारेः ॥

गन्तुं बहिः किमु निषेधपराभवद्धा
बीजं परं न मनसात्र विभावयामि ॥९८॥

સ્નેહભાવથી પૂર્ણ અન્તઃકરણવાળાં માતા યશોદાજીએ પ્રાત-
કાલ જાણી મુરારિને બહાર જવા માટે શું મના કરી હશે ?
મનથી વિચાર કરતાં બીજું કારણ મારા જાણવામાં આવતું નથી. ૯૮.

मूलम्—नाथोऽस्ति मेऽतिनिपुणो नहि कोऽपि रोद्धुं
शक्नोति तं निजजनार्तिविनाशकश्च ।
किं वापराधलवमप्यवलोक्य दास्यां
सोपेक्षते प्रियतमोऽतिमृदुस्वभावः ॥९९॥

મારા નાથ અતિ નિપુણ છે. કોઇ પણ તેમને રોકવાને
સમર્થ નથી, અને તે તો નિજજનની આર્તિનો નાશ કરનારા છે.
અતિ કોમલ સ્વભાવવાળા ( ભક્તના દુઃખને સહન ન કરવું એવા
સ્વભાવવાળા ) તે પ્રિયતમ પોતાની દાસી ( મારામાં ) અપરા-
ધના લેશને પણ જોઇ શું મારી ઉપેક્ષા કરતા હશે ?

मूलम्—श्रीकृष्णदर्शनमहोत्सुकमानसा सा
योगे विलंबसहनाक्षममाणिचत्ता ।
सख्याः पुरो विदधतीष्टकथा विचित्रा
उच्चैरुरोद विकला किल कार्तिकन्या ॥१००॥

શ્રીકૃષ્ણના દર્શન માટે અતિ ઉત્કંઠાવાળુ જેમનું ચિત્ત છે
અને પોતાના નાથનો યોગ થવામાં થતા વિલંબને જેમનું ચિત્ત

સહન કરી શકતું નથી, ( સમય વિતાવવા ) સખીની આગળ પોતાના પ્રિયતમની વિવિધ પ્રકારની વાર્તા કરતાં તે શ્રીકીર્તિજીની કન્યા શ્રીરાધાજી વિકલ થઇ ઉચ્ચ સ્વરે રુદન કરવા લાગ્યાં ।૧૦૦।

मूलम्—राधावचः श्रवणलोलुपमानसः स
आगत्य कुञ्जभवनं प्रथमं निलीनः ।
श्रुत्वातिदैन्यवचनं रुदितं च शीघ्रं
कृष्णो जगाम वृषभानुसुतामभक्षम् ॥१०१॥

શ્રીરાધાજીના વચન સાંભળવામાં જેમનું મન અતિ લોલુપ ( લાલચુ ) છે. એવા ભગવાન્ પ્રથમથી જ કુંજભવનમાં પધારીને ગુપ્ત રીતે સંતાઇ રહેલા હતા. રાધાજીના અતિ દીનતાવાળા વચનોને, અને ધીરજ વગરના કરેલા રુદનને સાંભળી જલદી શ્રીરાધાજી સન્મુખ શ્રીકૃષ્ણ પધાર્યા. ।૧૦૧।

मूलम्—राधा निरीक्ष्य वनितोत्सवरूपमेन-
मीषद्धसद्वदनमन्मथमन्मथञ्च ।
हर्षप्रपूर्णहृदया नवपुष्पमालां
प्रेम्णार्पिपद् हृदयकर्षककन्धरायाम् ॥१०२॥

વનિતાઓને ઉત્સવ ( ઉત્કર્ષવડે આનંદજનક ) રૂપવાળા હસતા મુખવાળા તથા કામદેવના પણ કામદેવરૂપ એ નાથના દર્શન કરી હર્ષપૂર્ણ હૃદયવાળાં શ્રીરાધાજીએ હૃદયનું આકર્ષણ કરનાર ( શ્રીકૃષ્ણ )ના કંઠમાં ગૂંથેલી નવા ફૂલની માલા અર્પણ કરી. ।૧૦૨।

मूलम्—कृष्णः स्रजं सहचरीग्रथितां सुपुष्पा-
मारोप्य हेमलतिकासमकान्तिकण्ठे ।
राधां जगाद जगदीश्वर ईक्षमाणः
कृत्स्नं प्रिये त्वलमचीकरमेष रूपम् ॥१०३॥

શ્રીકૃષ્ણે સુંદર પુષ્પવાળી સહચરીએ ગુંથેલી માલા સુવર્ણ લતા સમ શોભતા શ્રીરાધાજીના કંઠમાં અર્પણ કરીને, ( શ્રીરાધાજીને ) નિરખતા જગદીશ્વરે શ્રીરાધાજી પ્રતિ કથન કર્યું કે હે પ્રિયે ! આ મેં તો સંપૂર્ણ રૂપ શણુગાર્યું. તાત્પર્ય કે જયાં સુધી શ્રીસ્વામિનીજી માલાવડે ભૂષિત ન થાય ત્યાં સુધી અર્ધ સ્વરૂપ ભુષિત થયુ અને શ્રીસ્વામિનીજી પણ ભૂષિત થાય ત્યારે જ સંપૂર્ણ ભુષિત થાય. । ૧૦૩ ।

मूलम्—राधे ! ब्रवीमि खलु ते वचनं रहस्यं
सम्बन्ध एव ननु नौ वचसामवाच्यः ।
शक्नोति यः प्रकृतिजन्यनिरूपणाय
शक्तः कथं परतरस्य निरूपणे मः ॥१०४॥

હે રાધે ? તારી આગળ નિશ્ચયપૂર્વક અતિ ગુપ્ત વચન કહું છું. કે આપણા બન્નેનો આ સંબંધ વાણીથી વર્ણવી શકાય તેવો નથી. જે શબ્દ પ્રકૃતિજન્ય વસ્તુનુ નિરૂપણુ કરવા સમર્થ છે, તે પ્રકૃતિથી પર આપણા બન્નેનું નિરૂપણ કરવા કેમ સમર્થ થઇ શકે ? । ૧૦૪ ।

**मूलम्**— राधे ! रटन्ति रसिकास्तव नाम पूतं
श्रोतुं समं कथमहं प्रभवामि सर्वम् ।
इत्थं विचिन्त्य धृतवाञ्छ सहस्रकर्णान
तस्मात्तथा वदति मे निगमः स्वरूपम् ॥१०५॥

હે રાધે જ્યારે રસિક ભક્તો પવિત્ર તમારા નામને કહે છે ત્યારે એકી વખતે તે સર્વ શ્રવણ કરવા હું કેમ સામર્થ થાઉં ' એમ વિચારીને મેં અસંખ્ય કર્ણ ધારણ કર્યા તેથી વેદ મારા સ્વરૂપનું નિરૂપણ કરતાં તેવી રીતે વર્ણન કરે છે. । ૧૦૫ ।

**मूलम्**—तिष्ठन्ति मां तव यदा परिवार्य भक्ता
द्रष्टुं तदा युगपदिच्छति तान्मनो मे ।
कौतूहलेन च भवामि सहस्रचक्षु–
रिच्छानुरूपमलभे तदहं सभाग्यः ॥१०६॥

હે રાધે ! તારા રસિક ભક્તો મને ચારે તરફથી ઘેરીને ઉભા રહે છે ત્યારે તે સર્વેને એકી વખતે જોવાને મારૂં મન ઇચ્છા કરે છે. ત્યારે હું કુતૂહલવડે સહસ્રચક્ષુ થાઉં છુ. આ પ્રમાણે મારી ઇચ્છા પ્રમાણે હું રૂપ પ્રાપ્ત કરૂં છું માટે હું ભાગ્યવાન્ છુ. અર્થાત શ્રીસ્વામિનીજી સહસ્ર કર્ણ સહસ્ર ચક્ષુ થવાના મનોરથ કરે છે તે ઇષ્ટ વસ્તુની મને પ્રાપ્તિ હોવાથી હું ભાગ્યવાન્ છું. । ૧૦૬ ।

मूलम्——नाहं त्वदीयविरहं प्रभवामि सोढुं
त्वत्प्रेमपाशसितमूर्तिरतो न यामि ।
अम्बानिवत्सलतया च यदा प्रकृष्य
आरोप्य यामि मम मानममन्दिरे त्वाम् ॥१०॥

હે રાધે! તારા વિરહને સહન કરવા માટે હું સમર્થ નથી તારા પ્રેમ પાશથી હું સદા બંધાયેલ છું. એટલા માટે જ તારી પાસેથી જરા પણ દૂર જતો નથી. પરન્તુ જયારે માતા યશોદાજીના વાત્સલ્ય ભાવવડે હું ખેંચાઉં છું, ત્યારે પણ મારા મન રૂપી મન્દિરમાં તમને પધરાવીને જાઉં છું. ।૧૦૭।

मूलम्——योगश्च सांख्यमिह मां न वशीकरोति
तीर्थं तपश्च न तु मद्ग्रहणे समर्थे ।
सर्वं प्रिये त्वमवगच्छसि किं बहूक्तया
पाशायतेऽतिविशदप्रियता ममैका ॥१०८॥

યોગ કે સાંખ્ય મને વશ કરી શકતા નથી. તેમ તીર્થ કે તપ મને ગ્રહણ કરવા સમર્થ નથી. હે પ્રિયે! તું સર્વ જાણે છે વિશેષ કહેવા વડે શું છે? એક અતિ નિર્મલ પ્રેમ મને પાશ સમાન થાય છે, અર્થાત નિર્મલ પ્રેમ પાશથી હું બંધાઇ જાઉં છું. ।૧૦૮।

मूलम्-रासेश्वरीं मृदुगिरा प्रतिभाष्य भूमा
कामांश्चकार सकलान्सफलांश्च तस्याः ।

इत्थं तयोर्नवनवा ललिताः सुलीला-

स्ता भावुकाशयशया नितरां जयन्ति ॥१०९॥

" यो वै भूमा स सर्वं नान्ये सुखमस्ति " भूमा ( પરમ સુખ નિધિ ) એ કોમલ વાણીવડે રાસેશ્વરીને ઉત્તર આપી તેમના સર્વ મનોરથો સફલ કર્યા. આ પ્રમાણે ભાવુક ભક્તોના હૃદયપ્રદેશમાં બિરાજતી નવનવી ( ભક્તો એક વખત જે લીલા અનુભવે તેની તે લીલા પુનઃ પુનઃ અધિક સુખ આપનારી હોવાથી નવીન લાગ્યા કરે છે. ' क्षणे क्षणे यन्नवतामुपैति तदेवरूपं रमणीयतायाः ' અતિસુંદરલીલાઓ અતિશય જય પામે છે. અર્થાત્ વિશ્વમાં ભગવલ્લીલાઓ જ સર્વના કરતાં ઉત્કૃષ્ટ છે. । ૧૦૯ ।

मूलम्---राधाधवांघ्रिकमलामलपांसुलिप्सुः

श्रीदेवकृष्णसुतदुर्लभनामधेयः ।

श्रीमत्कराचिशुभपुष्टिपथीयशाला-

शास्त्री सुभक्तिमकरन्दमिमं व्यधत्त ॥११०॥

શ્રીસ્વામિની સમેત શ્રીકૃષ્ણના ચરણકમલની રજની લિપ્સા કરનાર શ્રીકરાચિની શુભ પુષ્ટિમાર્ગની પાઠશાલાના અધ્યાપક શ્રીદેવકૃષ્ણભટ્ટના સુત દુર્લભશાસ્ત્રીજીએ આ ભક્તિમકરંદ નામનું કાવ્ય રચેલ છે. । ૧૧૦ ।

मूलम्---व्यासादिभिर्मुनिवरैः स्वविशालवाचा

लीला निरूपिततमा खलु माधवीया ।

लीढस्तदीयवचनामृतशीकरो मां
वक्तुं स कृष्णचरितं मुखरीकरोति ॥१११॥

જો કે વ્યાસાદિ મુનિવરોએ પોતાની વિશાળ વાણીવડે ખરેખર માધવની લીલા અતિશય વર્ણન કરેલી છે. જેથી સંક્ષેપમાં આવી રીતે શા માટે વર્ણન કરવામાં આવે છે એવી શંકા થાય ત્યાં કહેવામાં આવે છે કે-મહાપુરુષોના વચનામૃતના બિન્દુનો સ્વાદ લેતાં મને સુંદર કૃષ્ણચરિતનું કથન કરવા વાચાલ કરે છે. ।૧૧૧।

मूलम्—नाहं कविर्न रसशास्त्रविदस्मि पूर्णः
श्रीविष्णुरामकृपयाधिगताल्पबोधः ।
राधेश्वरस्मृतिनिविष्टमनामुदेमां
लीलामगादिषमहं निजचित्ततुष्ट्यै ॥११२॥

હું કવિ નથી. તેમ પૂર્ણ રસશાસ્ત્રવેત્તા પણ નથી. પરન્તુ શ્રીવિષ્ણુરામશાસ્ત્રીની કૃપાથી થોડો બોધ મને પ્રાપ્ત થયેલ તેથી રાધા ધવના સ્મરણમાં મારૂં મન પરોવતાં પ્રેમવડે પોતાના ચિત્તના સંતોષ માટે મેં આ લીલા ગાઈ છે. ।૧૧૨।

मूलम्—याऽनूदिता सपदि विश्वमलं प्रमार्ष्टि
या निर्मलेषु भवति व्यसनं सदैव ।
या ज्ञानिनोऽपि परिकर्षति कृष्णलीला
सा मामकीनहृदये लसतादजस्रम् ॥११३॥

જે ભગવલ્લીલા અનુવાદ કરતાં વિશ્વના મનને સારી રીતે મુકે છે, અને નિર્મલ ભક્તોમાં તો હમેશાં વ્યસન રૂપ થાય છે. જે કૃષ્ણલીલા જ્ઞાનિઓને ( શુકદેવ સરખાઓને ) પણ સારી રીતે આકર્ષણ કરે છે. તે લીલા મારા હૃદયમાં નિરંતર શોભો બિરાજો. ૧૧૭

मूलम्—संगोऽस्तु कृष्णचरितामृतपूतचित्तै-

र्वासोऽपि यत्र हरिकीर्तनतत्पराः स्युः ।

श्रीकृष्णनाम वदने हृदये स्वरूपं

श्रीकृष्ण पूरय मदीयमनोरथांस्त्वम् ॥११४॥

શ્રીકૃષ્ણના ચરિત્રરૂપ સુધાવડે જેમનુ ચિત્ત સારી રીતે પવિત્ર થયેલ છે તેવા ભક્તોનો મને સંગ થાઓ. જયાં હરિકીર્તન તત્પર એવા ભક્તો વસતા હોય ત્યાં મારો વાસ થાઓ. મારા મુખમાં શ્રીકૃષ્ણનું નામ બિરાજો. અને મારા હૃદયમાં શ્રીકૃષ્ણનું સ્વરૂપ બિરાજો. હે શ્રીકૃષ્ણ આપ મારા મનોરથોને સંપૂર્ણ કરો. ૧૧૪

इतिश्रीकराचिपुष्टिमार्गीयपाठशालाध्यापकेन

श्रीमद्गोवर्धनलालमहाराजानुकंपाभाजनेन श्रीविष्णुरामकृपाऽधिगतबोधेन श्रीदेवकृष्णतनुजनुषा शास्त्रिदुर्लभशर्मणा विरचितं भक्तिमकरन्दनामकं काव्यं पूर्तिममागात्-



ઘરમાં નિશાળની પદ્ધતિએ વૈષ્ણવધર્મનું જ્ઞાન મેલવવાનું સાધન.

# પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ ૧.

શું ધાર્મિકશિક્ષણની જરૂરીયાત તમોને નથી લાગતી? શું ધાર્મિકશિક્ષણ વગર આત્મબલ આવશે? શું ધાર્મિકશિક્ષણ વગર અંધશ્રદ્ધા દૂર થશે? આપણા બાલકો ધાર્મિકશિક્ષણ વિના દિવસે દિવસે નાસ્તિક થતા જાય છે. આ વાત માબાપો નથી જાણતા? ઘરની અંદર માતા જો સંસ્કારી હોય તોજ સંસ્કારી સંતાનોની આશા રખાય. આ સૂત્રને આપણે અમલમાં મુકવાને હજુ તૈયાર નથી? જો આ વાત ધ્યાનમાં આવી હોય તો આખા વર્ષના અનેક ખર્ચો માંથી એક રૂપીઓ બચાવી આ પુસ્તકના પ્રત્યેક ભાગ ઘરમાં જરૂર વસાવીયે. આ પુસ્તકમાં ગુજરાતી ચોથી ચોપડી જેવા ૪૫ પાઠો આપી પુષ્ટિમાર્ગ સમજાવવામાં આવ્યો છે. ચિત્રો અને ચરિત્રો છે.

શાસ્ત્રી ચીમનલાલ હરિશંકર
“સાહિત્યભૂષણ” શુદ્ધાદ્વૈતરત્ન
( બોરસદ જી. ખેડા ).

